જ્યારે જ્યારે ભગવાન તીર્થંકરનું ધ્યાન કરવું હોય ત્યારે ત્યારે આ પ્રાતિહાર્યો અને અતિશયો અવશ્ય ચિંતવવા અથવા ઓછામાં ઓછા આઠ પ્રાતિહાર્યો ચિંતવવા. આ ચિંતન પ્રત્યેક સાધક માટે ઘણું જ ઉપયુક્ત છે. તેથી ધીમે ધીમે ભગવાન પોતાની મેળે જણાતા જશે. મહાપુરુષોનો આ સ્વાનુભવ છે.

સર્વ જીવો ભગવંતને ઓળખે અને ભગવંતનું શરણ પ્રાપ્ત કરે એ જ કામના.

— લેખક

ચોત્રીસ અતિશયો[1]માં ચાર અતિશયો ભગવંતને જન્મથી જ હોય છે, એ ચાર અતિશયો સહજ અતિશયો કહેવાય છે.

ચોત્રીસ અતિશયોમાં અગિયાર અતિશયો ઘાતિકર્મનો ક્ષય થતાં જ ભગવંતને પ્રાપ્ત થાય છે. તેથી એ અગિયાર અતિશયો કર્મક્ષયજ અતિશયો-કર્મક્ષયથી ઉત્પન્ન થયેલા અતિશયો કહેવાય છે.

ચોત્રીસ અતિશયોમાં ઓગણીશ અતિશયો દેવતાઓ કરે છે, તેથી તે દેવકૃત અતિશયો કહેવાય છે.

એમ (૪+૧૧+૧૯) કુલ ચોત્રીસ અતિશયો છે.

ચાર સહજ અતિશયો આ રીતે છે:–

૧ ભગવંતનું રૂપ જન્મથી જ અદ્ભુત હોય છે. શરીર સુગંધી તથા રોગ, પ્રસ્વેદ (પરસેવો) અને મેલથી રહિત હોય છે.

૨ ભગવંતનો શ્વાસોચ્છ્વાસ જન્મથી જ કમલ સમાન સુગંધી હોય છે.

૩ ભગવંતનાં રક્ત અને માંસ જન્મથી જ ગાયના દૂધની ધારા જેવાં ધવલ અને દુર્ગંધ વિનાનાં હોય છે.

૪ ભગવંતની આહાર અને નીહાર (શૌચ) ની ક્રિયા જન્મથી જ અદૃશ્ય હોય છે. (અવધિજ્ઞાની વિના તેને કોઈ પણ જોઈ ન શકે.)

અગિયાર કર્મક્ષયજ અતિશયો આ રીતે છે: –

૧ ભગવંતના સમવસરણમાં યોજન માત્ર ક્ષેત્રમાં મનુષ્યો, દેવો અને તિર્યંચો કોડાકોડી સંખ્યામાં સમાઈ જાય છે, છતાં પણ કોઈ પણ જાતની બાધા (સંકડાશ વગેરે) વિના, સુખેથી ભગવંતની વાણી સાંભળી શકે છે.

---

૧ અહીં અતિશયો અભિધાન ચિંતામણિ ના ક્રમે આપ્યા છે.

૨ ભગવંતની વાણી સર્વભાષાઓમાં પરિણમનારી હોવાથી બધા જીવો પોતપોતાની ભાષામાં સાભળે છે. તે વાણી એક યોજન સુધી સંભળાય તેવી હોય છે.

૩ ભગવંતના મસ્તકની પાછળ તેજમાં સૂર્યની શોભાને પણ જીતતું દેદીપ્યમાન ભામંડલ — તેજોવર્તુળ હોય છે.

૪ થી ૧૧. ભગવંતની આસપાસ સવાસો યોજનામાં રોગ,[૪] વૈર,[૫] ઈતિ,[૬] મારિ,[૭] અતિવૃષ્ટિ,[૮] અવૃષ્ટિ,[૯] દુર્ભિક્ષ[૧૦] અને સ્વપરચક્રભય[૧૧] ન હોય.A

દેવકૃત ઓગણીસ અતિશયો આ રીતે છે :—

૧ ભગવંતની આગળ આકાશમાં દેદીપ્યમાન ધર્મચક્ર હોય છે.

૨ ભગવન્ત જ્યારે ચાલતા હોય ત્યારે તેમની આગળ ઉપર આકાશમાં ચામરો ચાલે છે અને ભગવન્ત બેસે ત્યારે તેમની બંને બાજુ દેવતાઓ ચામર વીંઝતા હોય છે.

૩ ભગવન્ત જ્યારે વિહાર કરતા હોય ત્યારે પાદપીઠથી સહિત એવું નિર્મલ સ્ફટિક રત્નનું સિંહાસન ભગવન્તની આગળ ઉપર આકાશમાં ચાલે છે અને ભગવન્ત બેસે ત્યારે સિંહાસન ભગવન્તને બેસવાના સ્થાને ઉચિત રીતે ગોઠવાઈ જાય છે.

૪ ભગવન્ત જ્યારે ચાલતા હોય ત્યારે ભગવન્તની ઉપર આકાશમાં ત્રણ છત્ર ચાલે છે અને ભગવન્ત બેસે ત્યારે તે ત્રણ

---

A ૪–૧૧. આ અતિશયોના નામ ૪ રોગનો અભાવ. ૫ વૈરનો અભાવ, એમ અનુક્રમે જાણવા. ઈતિ– ધાન્યને હાનિકારક તીડો વગેરેનો ઉપદ્રવ. મારી–અનેકના એકી સાથે મરણ થવા. અતિવૃષ્ટિ–નુકસાનકારક અત્યંત વરસાદ. અવૃષ્ટિ–વરસાદ ન થવો. દુર્ભિક્ષ–દુકાળ. સ્વચક્રભય–પોતાના દેશમા આતરવિગ્રહ વગેરે. પરચક્રભય–પરરાષ્ટ્રનુ આક્રમણ વગેરે.

છત્ર ભગવન્તના મસ્તક ઉપર થોડેક દૂર સમુચિત સ્થાને ગોઠવાઈ જાય છે.

૫ ભગવન્ત જ્યારે વિહાર કરતા હોય ત્યારે તેમની આગળ જમીનથી અદ્ધર રત્નધ્વજ (ઇન્દ્રધ્વજ, ધર્મધ્વજ) ચાલે છે. સમવસરણમાં તે ઉચિત સ્થાને ગોઠવાઈ જાય છે.

૬ ભગવન્ત ચાલતા હોય ત્યારે જ્યાં જ્યા ભગવન્તના પગ પડે ત્યાં ત્યાં દેવતાઓ તે તે પગ પડે તે પૂર્વે જ તેની નીચે સોનાનાં કમળો ગોઠવી દે છે. નવ સુવર્ણ કમળોની શ્રેણી હોય છે. તેમાં પહેલાં બે કમળો પર ભગવન્તનાં પગ હોય છે, જ્યાં ભગવન્ત આગળ પગ ઉપાડે કે સૌથી છેલ્લું કમળ અનુક્રમે આગળ ગોઠવાતું જાય છે. આ રીતે ભગવાનની સાથે સાથે કમળો પણ પંક્તિ–બદ્ધ ચાલે છે.

૭ સમવસરણમાં રત્નમય, સુવર્ણમય અને રજતમય, એમ ત્રણ મનોહર ગઢ દેવતાઓ રચે છે.

૮ સમવસરણમાં ભગવન્ત ચતુર્મુખ હોય છે. આ ચાર શરીરોમાં ભગવન્તનું મૂળ શરીર પૂર્વ દિશામાં હોય છે, બાકીનાં ત્રણ શરીરોની રચના દેવતાઓ કરે છે, પણ તે શરીરોમાં ભગવન્તના રૂપ જેવું જ રૂપ ભગવન્તના જ અચિંત્ય પ્રભાવથી થઈ જાય છે.

૯ સમવસરણના મધ્યભાગમાં અશોક વૃક્ષ હોય છે. તેનો ઉપરના ભાગનો વિસ્તાર યોજન જેટલો હોય છે. તે સંપૂર્ણ સમવસરણ ઉપર છત્ર જેવો શોભે છે. તે વિહાર વખતે ભગવન્તની સાથે સાથે ઉપર આકાશમાં ચાલે છે.

૧૦ ભગવન્ત ચાલતા હોય ત્યારે માર્ગમાં રહેલા કાંટાઓ અધોમુખ (નીચી અણીવાળા) થઈ જાય છે.

૧૧ ભગવન્ત ચાલતા હોય ત્યારે માર્ગની બન્ને બાજુ રહેલાં વૃક્ષો નમી જાય છે, જાણે ભગવન્તને વંદન ન કરતાં હોય!

૧૨ આકાશમાં દુંદુભિ–નાદ થાય છે.

૧૩ પવન અનુકૂળ વહે છે, તેથી સૌને સુખકારક લાગે છે.

૧૪ ભગવન્ત ચાલતા હોય ત્યારે ઉપર આકાશમાં પક્ષીઓ પ્રદક્ષિણા આપે છે.

૧૫ ભગવન્ત જે ક્ષેત્રમાં હોય તે ક્ષેત્રમાં ઊડતી ધૂળ વગેરેને શમાવવા માટે દેવતાઓ સુગન્ધી જળની મંદ મંદ વર્ષા કરે છે.

૧૬ ભગવન્ત જ્યાં વિદ્યમાન હોય ત્યા ચારે બાજુ દેવતાઓ અનેક વર્ણવાળા મનોહર અને સુગંધી પુષ્પોની વૃષ્ટિ કરે છે.

૧૭ દીક્ષા સમયથી ભગવન્તનાં કેશ, રોમ, દાઢી અને નખ વધતાં નથી. સદા એકસરખાં રહે છે.

૧૮ ઓછામાં ઓછા એક કરોડ દેવતાઓ ભગવન્તની સમીપમાં સેવા માટે સમુપસ્થિત હોય છે.

૧૯ સર્વ ઋતુઓ અને પાંચે ઇન્દ્રિયોના અર્થો ( વિષયો ) અનુકૂલ થઈ જાય છે, એટલે કે છએ ઋતુઓ પોતાની સર્વ પુષ્પ વગેરે સામગ્રીની સાથે પ્રગટ થાય છે અને ઇન્દ્રિયોના મનોહર વિષયોનો પ્રાદુર્ભાવ થાય છે. ભગવન્તની હાજરીમાં પ્રતિકૂળ વિષયો ( કુરૂપતા વગેરે ) હોતા નથી.

આ રીતે અહીં દરેક અતિશયનું સંક્ષેપમાં વર્ણન કર્યું છે, દરેક અતિશયનું વિશેષ વર્ણન આગળ ક્રમશઃ આપવામાં આવશે.

# વિષયપ્રવેશ—૩

## [આઠ મહાપ્રાતિહાર્યો]

સમગ્ર જિનપ્રવચનનો સાર શ્રીનવકાર મંત્ર છે, તેનો સાર શ્રી અરિહંતપદ છે અને તેનો પણ સાર અરિહંતપદના ૧૨ ગુણ છે. આ બાર ગુણોમાં પહેલા આઠ ગુણો તો આઠ પ્રાતિહાર્યો જ છે અને બાકીના ચાર મૂલાતિશયો છે : પૂજાઅતિશય, વચનાતિશય, જ્ઞાનાતિશય અને અપાયાપગમાતિશય.[૧] એ દૃષ્ટિએ શ્રીજિનશાસનમાં આ પ્રાતિહાર્યો અને અતિશયોનું બહુ જ મહત્ત્વનું સ્થાન છે. આ જે ઉપર ચાર અતિશયો કહ્યા તેમાં પૂર્વે કહેલા ચોત્રીશ અતિશયો સમાઈ જાય છે.

---

૧ ચાર મૂલાતિશયોનો આ ક્રમ લોકપ્રકાશ (સર્ગ ૩૦, પૃ. ૩૧૪) મુજબ આપેલ છે. તે આ રીતે છે :—

चत्वारोऽतिशयाश्चान्ये तेषा विश्वोपकारिणा ।
पूजा १ ज्ञान २ वचो ३ ऽपायापगमाख्या ४ महाद्‌भूता: ।।१७।।
अष्टक प्रातिहार्याणा चत्वारोऽतिशया ।
इत्येव द्वादश गुणा अर्हता परिकीर्तिता: ।।१८।।

તે વિશ્વોપકારી અરિહંત ભગવંતોના મહાઅદ્‌ભુત એવા બીજા (મૂલ) ચાર અતિશયો ૧. પૂજાતિશય ૨. જ્ઞાનાતિશય ૩. વચનાતિશય અને ૪. અપાયાપગમાતિશય એ નામના છે. આઠ પ્રાતિહાર્યો અને આ ચાર અતિશયો એમ અરિહંતોના ૧૨ ગુણ શાસ્ત્રોમાં કહેવાયા છે.

તેમાં દેવકૃત સર્વ અતિશયો અને અપેક્ષાએ સર્વ પ્રાતિહાર્યો પણ ભગવન્તના પૂજાતિશયમાં સમાઈ જાય છે. ભગવન્તના વચનને લગતા જે અતિશયો છે, તે સર્વ વચનાતિશયમાં સમાઈ જાય છે. ભગવન્તના અસ્તિત્વમાત્રથી તેમનાં સંનિધાનમાં જીવોના જે સંશયો એકીસાથે સમકાળે નાશ પામે છે, તે જ્ઞાનાતિશયનો મુખ્ય ગુણ છે. પ્રાય કર્મક્ષયજ સર્વ અતિશયો અપાયાપગમ અતિશયમા સમાઈ જાય છે.

પૂજ્ય આત્મારામજી મહારાજ **જૈન તત્ત્વાદર્શમાં**[1] કહે છે કે—

'प्रथम बारह गुण लिखते है । अशोकवृक्षादि अष्ट महाप्रातिहार्य तथा चार मूलातिशय एव सर्व वारह गुण है। तिसमे चार मूलातिशयका नाम लिखते है– १. ज्ञानातिशय २. वागतिशय ३. अपायापगमातिशय ४ पूजातिशय ।

तत्र प्रथम ज्ञानातिशय का स्वरूप कहते है । केवलज्ञान, केवलदर्शन करी भूत, भविष्य वर्तमानकालमे जो सामान्य विशेपात्मक वस्तु है, तिसको तथा 'उत्पादव्ययध्रौव्ययुक्त सत्'–तिकाल सम्बन्धी जो सत् वस्तुका जानना तिमका नाम ज्ञानातिशय है ।

दूजा वचनातिशय –तिसमे भगवन्त का वचन पैंतीस अतिशय करी सयुक्त होता है । .[2]

तीसरा अपायापगमातिशय–एतावता उपद्रव निवारक है ।

और चौथा पूजातिशय अर्थात् भगवान तीन लोक के पूजनीक । इन दोनो अतिशयोके[3] विस्तार रुप चौंतीस अतिशय है ।[4]

---

૧. ભાગ ૧, પૃ. ૩/૭

૨. અહીં વાણીના ૩૫ અતિશયોનુ વર્ણન છે, તે દ્વિતીય કર્મક્ષયજ અતિશયમા આપેલ વર્ણન મુજબ જાણવું.

૩ અહીં છેલ્લા બે મૂલાતિશયોમા ૩૪ અતિશયોનો સમાવેશ કરેલ છે ' (પૃ ૭/૯)

૪. આ પછી **જૈન તત્ત્વાદર્શમાં** ૩૪ અતિશયો સક્ષેપમા લખ્યા છે.

સર્વ સ્થળોમાં અરિહંત ભગવંતના મુખ્ય ગુણો તરીકે અતિશયો અને પ્રાતિહાર્યો જ લેવામાં આવ્યા છે. દા. ત. શ્રી સિદ્ધચક્રયંત્રોદ્ધાર પૂજનવિધિમાં નવપદોના પૂજનમાં દરેક પદનું વિશિષ્ટ સ્વરૂપ દર્શાવવામાં આવ્યું છે. ત્યા અરિહંત પદ વિશે કહ્યુ છે કે—

ॐ ह्रीं सप्रातिहार्यातिशयशालिभ्य: अर्हद्भयो नम. ।

પ્રાતિહાર્યો અને અતિશયોથી શોભતા અરિહંતોને નમસ્કાર.

પ્રતિમાઓની અંદર પણ જે પરિકર સહિત પ્રતિમાઓ હોય છે, તે અરિહંત અવસ્થાની પ્રતિમાઓ કહેવાય છે, અને પારકર રહિત જે પ્રતિમાઓ હોય છે, તે સિદ્ધ અવસ્થાની પ્રતિમાઓ કહેવાય છે. પ્રાય: બધા જ પરિકરોની કોતરણીમાં આઠેય પ્રાતિહાર્યો દર્શાવવામાં આવેલા હોય છે. એ પ્રાતિહાર્યો જ સૂચવે છે કે આ અરિહંત અવસ્થાની પ્રતિમા છે.

આ રીતે શ્રી અરિહતના ૧૨ ગુણોમાં આઠ પ્રાતિહાર્યોને સર્વ પ્રથમ સ્થાન આપવામાં આવ્યુ છે.

આઠ પ્રાતિહાર્યોનુ વર્ણન શ્રીઅભિધાનચિંતામણિમાં ક્રમશઃ ન હોવાથી અને શ્રી નેમિચંદ્રસૂરિના રચિત પ્રવચન સારોદ્ધાર અને શ્રી દેવભદ્રસૂરિના શિષ્ય શ્રી સિદ્ધસેનસૂરિ કૃત તત્ત્વવિકાશિની નામની પ્રવચન સારોદ્ધારની ટીકામાં આઠ મહાપ્રાતિહાર્યોનું વર્ણન વિશદ હોવાથી એ બે ગ્રંથોને આધારે અહીં વર્ણન કરવામાં અવ્યુ છે.

તેની સાથે સાથે બીજા ગ્રંથોમાં આવતી એ વિષયની વિશેષતાઓ પણ સંકલિત કરી લેવામાં આવી છે. જોકે શ્રી વીતરાગ સ્તવના પ્રકાશ પાંચમામાં પ્રાતિહાર્યોનુ ક્રમશઃ વર્ણન છે, પણ તે સ્તુતિરૂપે હોવાથી તેને પરિશિષ્ટમાં લીધેલ છે.

શ્રી જિનશાસનમાં શ્રીતત્ત્વાર્થાધિગમસૂત્ર, લોકપ્રકાશ, પ્રવચનસારોદ્ધાર વગેરે ગ્રંથો પદાર્થસંગ્રહની દૃષ્ટિએ અજોડ ગ્રંથો છે.

તેમાં આઠ મહાપ્રાતિહાર્યોના વર્ણનમાં શ્રી પ્રવચનસારોદ્ધાર પોતાની આગવી વિશેષતા ધરાવે છે. એ આકરગ્રંથમાં અનેક પદાર્થોને વિષયવાર નિરૂપવા માટે સ્વતંત્ર દ્વારો છે. તેમાંથી ૩૯મા દ્વારમાં આઠ મહાપ્રાતિહાર્યોનું વર્ણન છે. તેમાં એક જ ગાથામાં આઠેઆઠ પ્રાતિહાર્યોને આગમિક પ્રાકૃત શૈલીમાં આ રીતે રજૂ કરવામાં આવ્યા છે:

ककिल्लि कुसुसवूट्ठी, देवज्झुणि चामराऽऽसणाइ च ।
भावलय भेरि छत्त, जयति जिणवाडिहेराइ[१] ॥

આ વિષયમાં શાસ્ત્રોમાં સંસ્કૃત ગાથા આ રીતે મળે છે:

अशोकवृक्षः सुरपुष्पवृष्टि'
दिव्यध्वनिश्चामरमामन च ।
भ·मण्डल दुन्दुभिरातपत्र
सत्प्रातिहार्याणि जिनेश्वराणाम्[२] ॥

પ્રાતિહાર્ય શબ્દની વ્યાખ્યા કરતાં પ્રવચનસારોદ્ધારની ટીકામાં કહ્યુ છે કે:

प्रतिहारा इव प्रतिहारा: सुरपातिनियुक्ता देवास्तेषा कर्माणि—कृत्यानि प्रातिहार्याणि ।

---

૧ ગાથા ૪૪૦

અર્થ અશોકવૃક્ષ, કુસુમવૃષ્ટિ, દિવ્યધ્વનિ, ચામર, આસન, ભામંડલ, દુંદુભિ અને છત્રત્રય એ જિન પ્રાતિહાર્યો સદા જય પામે છે.

૨ આ ગાથાનો અર્થ સરલ છે.
આતપત્ર એટલે છત્ર

લોકપ્રકાશમાં શ્લોક આ રીતે મળે છે:

अशोकद्रु पुष्पराशिः सद्ध्वनिश्चामरासने ।
छत्र भामण्डल भेरी प्रातिहार्याष्टक ह्ययः ॥

— સ. ૩૦ પૃ ૩૧૧

દેવેન્દ્રે નિયુક્ત કરેલા જે દેવતાઓ પ્રતિહાર—સેવકનું કામ કરે છે, તેઓને ભગવન્તના પ્રતિહાર ( સેવક ) કહેવામાં આવે છે. તેઓ દ્વારા ભગવન્તની ભક્તિ નિમિત્તે નિર્મિત કરાયેલ અશોક-વૃક્ષ વગેરેને પ્રાતિહાર્ય કહેવામાં આવે છે.

પ્રતિહાર શબ્દનો અર્થ કરતાં કહ્યુ છે કે—प्रत्येक हरति स्वामि-प श्र्वंमानयति ( प्रति + हृ + अण् )।

દરેકને સ્વામી પાસે લઈ આવે તે પ્રતિહાર, દ્વારપાળ, બારણાં આગળ પહેરો ભરનાર, બારણાંનો રક્ષક.

પ્રતિહારનો બીજો અર્થ દ્વાર, દરવાજો, બારણું વગેરે પણ થાય.

पाइअमद्दमहण्णवोમાં પ્રાતિહાર્ય શબ્દના અર્થ આ રીતે કરવામાં આવ્યા છે.

૧ દેવતાકૃત પ્રતિહાર કર્મ, ૨ દેવસાંનિધ્ય.

ઉપરના અર્થો ઉપરથી એટલું સુનિશ્ચિત થાય છે કે દેવતાઓએ આ પ્રાતિહાર્યો એટલા માટે રચ્યા છે કે આ પ્રાતિહાર્યો જગતના લોકોને સ્વામી પાસે લઈ આવે – એટલે કે જગતના લોકોને એ સુવિદિત થાય કે આ 'ત્રિભુવનરાજરાજેશ્વર દેવાધિદેવ ભગવાન શ્રી અરિહંત પરમાત્મા છે, તેથી ઉપાસ્યતમ છે.'

જેમ રાજાનાં છત્ર, ચામર, સિંહાસન વગેરે રાજચિહ્નો હોય છે, તેમ ત્રિભુવનરાજરાજેશ્વર દેવાધિદેવ ભગવાન તીર્થંકરનાં ૧૫ છત્ર[૧], અનેક દેવોવડે વીંઝાતા ચામરો, ચાર સિંહાસનો વગેરે લોકોત્તર રાજચિહ્નો છે. જેમ છત્ર, ચામર, સિંહાસન વગેરે ચિહ્નો રાજાના અસ્તિત્વને કહેનારા પ્રાતિહાર–છડીદાર જેવાં છે, તેમ અશોક-

૧ ચાર દિશામા ૩–૩ અને ઊર્ધ્વ દિશામા ૩ એમ ૧૫

**અર્હન્નમસ્કારાવલિકામા** કહ્યું છે કે-

नमो पचदसछत्तरयणससोहिआण अरिहताण—૫દર છત્ર રત્નોથી સુશોભિત અરિહંતોને નમસ્કાર.

ન. સ્વા. પ્રા. વિ. પૃ. ૧૯૦

વૃક્ષ વગેરે આઠ પણ પ્રતિહારનું કાર્ય કરતા હોવાથી ભગવન્તના અસ્તિત્વના સૂચક હોવાથી પ્રાતિહાર્ય કહેવાય છે.

એ અપેક્ષાએ જ લોકપ્રકાશમાં પ્રથમ પ્રાતિહાર્ય અશોક-વૃક્ષનું વર્ણન કરતાં કહ્યું છે કેઃ–

અત્યંત શોભાવાળો અશોકવૃક્ષ એક યોજન વિસ્તૃત હોય છે. તેના ચચલ (હાલતાં) નવકોમળ પાંદડાં જોતાં એવું લાગે છે કે.–

તે હાથના અગ્રભાગ વડે ભવ્ય જીવોને સમવસરણમાં વિરાજ-માન અથવા વિહાર વગેરેથી ભૂમિતલને પાવન કરતા શ્રીજિનેન્દ્ર પરમાત્માની પાસે આવવા જાણે આમંત્રણ ન આપતો હોય ![1]

દેવતાઓ એક એવો અશોકવૃક્ષ બનાવે છે, એક એવી પુષ્પવૃષ્ટિ કરે છે, એવા વાજિત્ર–નાદો ભગવતની વાણી સાથે સુરબદ્ધ કરે છે, એવી રીતે ચામરો વીંઝે છે, એવું સિંહાસન રચે છે, સમવ-સરણમાં એવા ત્રણ ભામંડલ રચે છે, આકાશમાં એવો દુંદુભિનાદ કરે છે અને એવાં ત્રણ છત્ર રચે છે કે જગતમાં કોઈ પણ દેવેન્દ્ર કે ચક્રવર્તી માટે પણ ત્રણે કાળમાં કદાપિ ન રચાયાં હોય. આ બધી વસ્તુઓને જોતાં જ ભવ્ય જીવોને એમ થઈ જાય છે કે–

'જગતના સાચા સ્વામી આવા ઐશ્વર્યવાળા આ એક જ છે.

પ્રાતિહાર્યો પણ એક જાતના અતિશયો જ છે,[2] તેથી અતિ-શય શબ્દના પૂર્વે કરેલ બધા જ અર્થો અહીં લાગુ પડે છે. તેથી અશોકવૃક્ષ વગેરે પ્રત્યેક પ્રાતિહાર્ય સુંદરતા વગેરે ગુણોથી યુક્ત કોઈ પણ ઉત્તમવૃક્ષ વગેરે કરતા અનંતગુણ અધિક ઉત્તમ હોય છે, દરેક પ્રાતિહાર્યને આ હકીકત લાગુ પડે છે. ઇન્દ્રના પોતાનાં ઉદ્યા-

---

१ अशोकवृक्ष. सश्रीको भवेद् योजनविस्तृत. ।
चलत्किसलयो भव्यान् कराग्रैराह्वयन्निव ॥
લોક પ્ર. સ. ૩૦, પૃ. ૩૧૨

२ सर्वेऽपि प्रातिहार्याण्यतिशयविशेषाः ।
— વી સ્ત પ્ર ૫ શ્લોક ૯ અવ.

નોમાં પણ આવું સુન વૃક્ષ હોતું નથી. બીજું, આ વસ્તુઓ દેવતાઓ બનાવે છે. છતાં પણ બને છે ભગવંતના પ્રભાવથી. બધા જ દેવતાઓ મળીને ભગવંતની હાજરી વિના પોતાની સર્વ શક્તિ વડે એક સુંદર અશોકવૃક્ષ બનાવે તો પણ તે એક જ દેવતાએ ભગવંતના અતિશય તરીકે બનાવેલ અશોકવૃક્ષ કરતાં શોભા વગેરેમાં અનંતગુણ હીન હોય, કારણ કે આ અશોકવૃક્ષ તે ભગવંતનો અતિશય છે. આ રીતે અતિશય પદના બધા જ અર્થોની ઘટના પૂર્વે બતાવેલ રીતે કરી લેવી.

લલિતવિસ્તરામાં भगवताण પદની વ્યાખ્યામાં કહ્યું છે કે

> समग्र चैश्वर्यं भक्तिनम्रतया त्रिदशपतिभि
> शुभानुबन्धिमहाप्रातिहार्यकरणलक्षणम्[1] ।

ભગવન્તનું સમગ્ર ઐશ્વર્ય એટલે ભક્તિથી અતિનમ્ર બનેલા દેવેન્દ્રો વડે શુભાનુબંધી એવા આઠ પ્રાતિહાર્યોની રચના.

અહીં શુભાનુબંધી શબ્દ બહુ જ મહત્ત્વનો છે. શુભાનુબંધી એટલે પુણ્યાનુબંધી. દેવેન્દ્રો તો આ પ્રાતિહાર્ય-રચના કરીને ઉત્તરોત્તર અવિચ્છિન્ન ધારાવાળું પુણ્યાનુબંધિ પુણ્ય ઉપાર્જે જ છે, પણ જે કોઈ આ પ્રાતિહાર્યોના આદરભાવ અને અહોભાવપૂર્વક દર્શન કરે તે બધા જ ભવ્ય જીવો ઉત્તરોત્તર અવિચ્છિન્ન ધારાવાળું ઉત્તમ પુણ્યાનુબંધિ પુણ્ય ઉપાર્જે છે. ઐશ્વર્ય તો ઇન્દ્ર વગેરે પાસે પણ હોય છે, પણ તે ઐશ્વર્ય જીવોમાં હૃદયમાં ધર્મ ઉત્પન્ન ન કરી શકે, જ્યારે ભગવન્તનું આ પ્રાતિહાર્ય ઐશ્વર્ય જીવોમાં હૃદયમા ધર્મોત્પત્તિનુ પ્રધાન સાધન છે.

---

૧. લ. વિસ્ત પૃ. ૪૭

૨. 'શુભાનુબંધિ'નો અર્થ પુણ્યાનુબંધિ ઉપરાંત 'શુભસંસ્કારાનુબંધિ' પણ લઈ શકાય, કેમ કે ૮ પ્રાતિહાર્યના દર્શન, પ્રશંસા-સ્તુતિ સ્મરણ આદિ કરનાર જીવો એવા શુભ સંસ્કાર પામે છે કે જે એને ભાવિમાં વિશિષ્ટ શુભ ભાવો આપે

લલિતવિસ્તરામાં भगवताण પદની અવતરણિકામાં કહ્યું છે કે—

एते चार्हन्तो नामाद्यनेकभेदाः 'नाम स्थापनाद्रव्यभावतस्तन्न्यासः' (तत्त्वार्थ अ. १ सू. ५) इति वचनात् तत्र भावोपकारकत्वेन भावार्हत्सपत् परिग्रहार्थमाह—

'भगवद्भ्य' इति[1]।

આ અરિહન્તોના નામઅરિહન્ત વગેરે અનેક પ્રકારો છે. શ્રી તત્ત્વાર્થાધિગમસૂત્રમાં કહ્યું છે કે—नामस्थापनाद्रव्यभावतस्तन्न्यासः (અ. ૧ સૂ. ૫) નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવથી તેનો ન્યાસ કરવો. તાત્પર્ય કે ઓછામાં ઓછા અરિહન્તના ચાર પ્રકાર તો વિચારવા જ. તે આ રીતે નામઅરિહન્ત, સ્થાપનાઅરિહંત, દ્રવ્યઅરિહંત અને ભાવઅરિહંત.[2]

તેમાં ભાવઉપકારને કરનાર ભાવઅરિહન્તની જે સંપત્તિ (પ્રાતિહાર્યાદિ ઐશ્વર્ય)ને કહેનારું આ भगवताण પદ છે.

---

૧ લ. વિ. પૃ. ૧૬

૨ **નામઅરિહંત**—અરિહંતના પર્યાયવાચક શબ્દો જેમ કે જિન, અર્હન્, પારગત વગેરે અથવા ઋષભ, અજિત વગેરે અરિહંતના નામો નામ અરિહંતની ઉપાસના એટલે અરિહંત, ઋષભ વગેરે નામનું સ્મરણ. તેનાથી આત્મા પવિત્ર થાય છે.

**સ્થાપનાઅરિહંત**—અરિહંત ભગવંતની પ્રતિમાઓ.

**દ્રવ્યઅરિહંત**—જે આત્માઓ અરિહંત પદવીને વરીને સિદ્ધ થયા છે, તે આત્માઓ અને જેઓ અરિહંતપદ પામશે તે જીવો.

**ભાવઅરિહંત**—અષ્ટ મહાપ્રાતિહાર્યાદિ સમૃદ્ધિને સાક્ષાદ્ અનુભવતા કેવલી અરિહંતો.

અરિહંતની ભાવાવસ્થાનું ધ્યાન તે રૂપસ્થધ્યાન કહેવાય છે. તે ધ્યાનમાં પ્રાતિહાર્યો અને અતિશયોનું ધ્યાન અવશ્ય કરવાનું હોય છે.

ભાવઉપકારની વ્યાખ્યા કરતાં શાસ્ત્રોમાં કહ્યુ છે કે—

भावुवयारो सम्मत्तनाणचरणेसु जमिह सठवण ।

ભાવઉપકાર=સમ્યક્ત્વ જ્ઞાન અને ચારિત્રમાં બીજા જીવોને જે સ્થાપવા, તે તેમના ઉપરનો ભાવઉપકાર છે.

આ ભાવઉપકારને કરનારી હોવાથી ભગવન્તની પ્રાતિહાર્યાદિ સંપત્તિ એ શ્રી ભગવન્તનું એક લોકોત્તર ઐશ્વર્ય છે.

આ પ્રાતિહાર્યાદિ-સંપત્તિના કારણે લોકોને ભગવન્તની સંપૂર્ણ પ્રભુતાના દર્શન થાય છે.

એથી જ કલ્યાણમંદિર સ્તોત્રમાં દુંદુભિ મહાપ્રાતિહાર્યનું વર્ણન કરતાં કહ્યું છે કે—

भो भोः प्रमादमवधूय भजध्वमेन—
मागत्य निर्वृतिपुरी प्रति सार्थवाहम ।
एतन्निवेदयति देव ! जगत्त्रयाय,
मन्ये नदन्नभिनभः सुरदुन्दुभिस्ते ॥

હું (સ્તોત્રકાર) માનું છું કે આકાશમાં નાદને કરતી આપની દેવદુંદુભિ ત્રણે જગતને કહે છે કે—

હે લોકો ! નિર્વૃતિપુરી (મોક્ષપુરી) પ્રત્યેના આ સાર્થવાહ (જિનપતિ) ની પાસે આવીને પ્રમાદનો સર્વથા ત્યાગ કરીને તેમની સેવા કરો.

આટલા વર્ણનથી સમજાશે કે-ભગવંતનું પ્રાતિહાર્યાદિ ઐશ્વર્ય જીવોને ભગવંતની સમીપમાં લાવનારું અને ભગવંતને ઓળખાવનારું પરમ સાધન છે.

શુકલ ધ્યાનમાં પ્રથમ બે પાયાનું ધ્યાન સંપૂર્ણ થતાં જ ભગવંતને ઘાતિકર્મનો ક્ષય થાય છે અને લોક તથા અલોકના સર્વભાવોને સંપૂર્ણ રીતે પ્રતિક્ષણ જાણનારું કેવલજ્ઞાન ઉત્પન્ન થાય છે. ત્યારથી જ ભગવન્ત વાસ્તવિક અર્થમાં જગતના પૂજ્ય અર્હન્ત કહેવાય છે.[૧] તે જ સમયે પૂર્વે ત્રીજા ભવમાં બાંધેલું

૧ વિશેષ માટે જુઓ લો. પ્ર. સ. ૩૦ પૃ. ૨૫૩/૪

તીર્થંકર નામ કર્મ ઉદયમાં આવે છે. તે જ ક્ષણે દેવેન્દ્રોનાં આસન કંપિત થાય છે. આસનકંપથી તેઓ જાણે છે કે—ભગવન્તને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું છે. તે જ ક્ષણે ચોસઠ દેવેન્દ્રો પોતપોતાના પરિવારથી સહિત કેવલજ્ઞાનની ઉત્પત્તિના સ્થાને આવે છે. તે પછી ત્યાં દેવતાઓ સમવસરણ રચે છે. તેમાં આઠ પ્રાહિાર્યોની રચના વગેરે થાય છે. સમવસરણ ન હોય ત્યારે પણ આઠ પ્રાતિહાર્યો તો નિયત જ હોય છે.[1]

ભગવન્તની પ્રાતિહાર્યાદિ સંપત્તિ જોઈને ભવ્ય જીવોને અનેક જાતના પવિત્ર ભાવો જાગે છે.

યુગાદિ તીર્થંકર શ્રીઋષભદેવ ભગવન્તની માતા મરુદેવીને ભગવન્તની પ્રાતિહાર્યાદિ લક્ષ્મી જોઈને જ ક્ષપક શ્રેણી ઉપર આરૂઢ થવા યોગ્ય વિચારધારા ઊભી થઈ હતી.[2]

ચરમ તીર્થંકર શ્રીમહાવીર પ્રભુના પ્રથમ ગણધર શ્રી ગૌતમ ઈન્દ્રભૂતિને સમવસરણના સોપાને આવતાં અને ભગવન્ત પર દૃષ્ટિ પડતાં જ વિચાર આવ્યો હતો કે—

'કોણ છે આ? બ્રહ્મા? વિષ્ણુ? સદાશિવ? શંકર?
ચન્દ્ર છે? ના, ચન્દ્ર તો કલંકવાળો છે.
સૂર્ય છે? ના, સૂર્યનું તેજ તો તીવ્ર હોય છે.
મેરુ છે? ના, મેરુ તો કઠણ હોય છે.
વિષ્ણુ? ના, તે તો શ્યામ હોય છે.
બ્રહ્મા છે? ના, તે તો જરાથી યુક્ત હોય છે.
કામદેવ છે? ના, તે તો અંગ રહિત હોય છે.

---

૧ यदापि न स्यात्समवसरण स्यात्तदापि हि वक्ष्यमाण प्रातिहार्याष्टिक नियतमर्हताम् ।

—લોક પ્ર. સ. ૩૦ પૃ. ૩૧૧

૨ प्रभोः छत्रचामरादिका प्रातिहार्यलक्ष्मी निरीक्ष्य चिन्तयामास ।

—કલ્પ. સુબો. વ્યા. ૭ પૃ. ૧૭૮

જાણ્યું, આ તો દોષ રહિત અને સર્વગુણસંપન્ન છેલ્લા તીર્થંકર શ્રી મહાવીર દેવ[1] છે.'

આ રીતે શ્રમણ ભગવાન શ્રીમહાવીર પ્રભુનાં સમવસરણની ઋદ્ધિ જોઈને જ અગિયારે અગિયાર ગણધરો આશ્ચર્ય ચકિત થઈ ગયા હતા.

કાલકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય શ્રી વીતરાગસ્તવમા ઠીક જ કહ્યુ છે કે—

एता चमत्कारकरी, प्रातिहार्यश्रिय तव ।
चित्रीयन्ते न के दृष्टा, नाथ ? मिथ्यादृशोऽपि हि ॥५-९॥

હે નાથ! આ તમારી ચમત્કારકારક પ્રાતિહાર્યલક્ષ્મીને જોઈને કયા મિથ્યાદૃષ્ટિ જીવો પણ, ચમત્કારને પામતા નથી?

ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજાએ ગાયું છે કે—

દિવ્ય ધ્વનિ સૂરફૂલ,
ચામર છત્ર અમૂલ;
આજ હો રાજે રે ભામંડલ,
ગાજે દુંદુભિજી.
સિંહાસન અશોક,
બેઠા મોહે લોક,
આજ હો સ્વામી રે શિવગામી,
વાચક યશ થુણ્યોજી.

શ્રી દેવચંદ્રજી કહે છે:—

પ્રાતિહારજ અતિશય શોભા,
તે તો કહીય ન જાય જી;
ઘૂક બાલકથી રવિકરભરનુ,
વર્ણન કેણી પેરે થાય જી.

---

૧ કલ્પ. સુબો. વ્યા ૬ પૃ. ૧૩૦

ભક્તામરસ્તવમાં પણ કહ્યું છે કે:—

इत्थं यथा तव विभूतिरभूज्जिनेन्द्र !
धर्मोपदेशनविधौ न तथा परस्य ।
यादृक् प्रभा दिनकृतः प्रहतान्धकारा,
तादृक् कुतो ग्रहगणस्य विकाशिनोऽपि ॥

આ રીતે હે જિનેન્દ્ર! ધર્મના ઉપદેશના સમયે તમારી જેવી વિભૂતિ હોય છે, તેવી બીજા કોઈની પણ હોતી નથી. અંધકારનો સંપૂર્ણ રીતે નાશ કરનારી જેવી પ્રભા દિનકર (સૂર્ય)ની હોય તેવી વિકસ્વર એવા પણ ગ્રહગણોની ક્યાંથી હોય[૧]?

આ રીતે પ્રાતિહાર્યાદિ લક્ષ્મીને ઉદ્દેશીને અનેક મહાપુરુષોએ શું શું કહ્યું છે, તેનો એક વિશાળ ગ્રંથ થઈ શકે તેમ છે. સ્થળ-સંકોચને કારણે અહીં ફક્ત થોડાક જ અવતરણો આપ્યાં છે.

સૌથી સુંદર વર્ણન શ્રી મહાનિશીથ સૂત્રમાં પ્રાપ્ત થાય છે, તે આ રીતે:—

ભગવંતના અત્યન્ત કાંત (મનોહર), દીપ્ત (દેદીપ્યમાન) અને ચારુ (સુંદર) પગના અંગૂઠાના અગ્રભાગનું પણ રૂપ એટલું બધું અતિશયવાળું હોય છે કે સૂર્ય જેમ દશે દિશાઓમા સ્ફુરાયમાન પોતાનાં કિરણોના તેજ વડે સર્વ ગ્રહો, નક્ષત્રો, ચન્દ્ર અને તારાઓના સમૂહનાં તેજને ઢાંકી દે છે, તેમ તે પગના અંગૂઠાના અગ્રભાગના સૌભાગ્ય વગેરેની આગળ વિદ્યાધર દેવીઓ, દેવેન્દ્રો, અસુરેન્દ્રો વગેરે સર્વ દેવોના સૌભાગ્ય, કાંતિ, દીપ્તિ, લાવણ્ય વગેરે સર્વરૂપલક્ષ્મી નિસ્તેજ બની જાય છે.

આ મહાન રૂપલક્ષ્મી સ્વાભાવિક, કર્મક્ષયજ અને દેવકૃત એવા પ્રવર, નિરુપમ, અસામાન્ય વિશેષ અતિશયો, દેહ ઉપરનાં ૧૦૦૮ લક્ષણો વગેરેનુ દર્શન થતાં જ ભવનપતિ–વાણવ્યંતર–જ્યોતિષ્ક–વૈમાનિક–અહમિન્દ્ર–ઈન્દ્ર–કિન્નર–વિદ્યાધર વગેરે સર્વ દેવ-દેવીઓને એમ થઈ જાય છે કે—

---

૧ ગાથા ૩૩. ૪૪ ગાથાના સ્તોત્રની અપેક્ષાએ.

'अहो अहो अहो अज्ज अदिट्ठपुव्व दिट्ठमम्हेहिं, इणमो सविसेसाउल-महताचिंतपरमच्छेरयसंदोह समकालमेवेगट्ठ समुइय दिट्ठं[1]।

'અહો ! અહો !! અહો !!! આજે અમે પૂર્વે કદી પણ ન જોયું હોય એવું જોયું ! આ — તો અત્યંત વિશિષ્ટ પ્રકારનાં, અતુલ્ય, મહાન્ અને અચિંત્ય એવાં પરમ આશ્ચર્યોનો સમૂહ એક જ કાળે એક જ જગ્યાએ એકત્ર થયેલ અમે જોયો !'

આ વિચારની સાથે જ તે દેવદેવીઓને તે જ ક્ષણે ઘન (ગાઢ), નિરન્તર, વિપુલ પ્રમોદ થાય છે. એ વખતે તેઓને હર્ષ, પ્રીતિ, અનુરાગ વગેરેથી પવિત્ર એવાં નવી નવી આત્મવિશુદ્ધિના વિશેષ પરિણામો જાગે છે. તે પરિણામોના આવેગમાં તેઓ એક-બીજાને આ અતિશયો અને પ્રાતિહાર્યો વિશે કહે છે કે —'ખરે-ખર આ મહાન્ મહોત્સવ છે ! મહાન્ ! મહાન્ !! મહાન્ !!![2]'

આ રીતે પ્રાતિહાર્યોના સાક્ષાત્ દર્શનથી જાગેલા ભાવો વિશે પણ અનેક ગ્રંથોમાં અનેક વર્ણનો મળે છે. તે બધાં સ્થળસંકોચના કારણે અહીં આપ્યાં નથી.

ભગવન્તના વિરહમાં પ્રાતિહાર્યોનું ધ્યાન પરમ ઉપયોગી છે. તેથી સાચા ભગવન્ત સમજાય છે, ભક્તિભાવમાં વૃદ્ધિ થાય છે અને આત્મવિશુદ્ધિના ઉત્તરોત્તર ચઢિયાતા ભાવો જાગે છે.

પૂર્વાચાર્યોએ ઘણા સ્તોત્રોમાં પ્રાતિહાર્યો સ્તવ્યા છે. તે સ્તવો પણ પ્રાતિહાર્યોના ધ્યાનનું સુંદર સાધન છે, ખાસ કરીને કલ્યાણ-મન્દિર સ્તોત્ર, ભક્તામર સ્તોત્ર અને વીતરાગસ્તવમાં પ્રાતિહાર્યોનું વર્ણન બહુ જ ભાવવાહી છે.

---

૧ વિશેષ માટે જુઓ ન. સ્વા પ્રા. વિ
सिरिमहानिसीहसुत्तसदब्भो પૃ. ૪૫/૪૬
આ સંપૂર્ણ સદર્ભ વિશેષ જિજ્ઞાસુઓ માટે અવશ્ય વાચવા જેવો છે.

૨ અહીં શ્રી **મહાનિશીથસૂત્રનું** અવતરણ પૂરું થાય છે.

પૂર્વે શ્રીભુવનસુંદરસૂરિનું અવતરણ આપણે વાંચી ગયાં છીએ. તેમાં કહ્યું છે કે —

દેદીપ્યમાન અતિશયો અને પ્રાતિહાર્યોથી સહિત ભગવન્તનું ધ્યાન ધ્યાતાને ઇશિતાનું ભાજન બનાવે છે.

તે આઠ મહાપ્રાતિહાર્યોનાં નામો અનુક્રમે આ રીતે છે :–

| | | |
|---|---|---|
| પ્રથમ | મહાપ્રાતિહાર્ય | અશોકવૃક્ષ |
| બીજું | મહાપ્રાતિહાર્ય | પુષ્પવૃષ્ટિ |
| ત્રીજુ | મહાપ્રાતિહાર્ય | દિવ્યધ્વનિ |
| ચોથું | મહાપ્રાતિહાર્ય | ચામરો |
| પાંચમું | મહાપ્રાતિહાર્ય | સિંહાસન |
| છઠ્ઠું | મહાપ્રાતિહાર્ય | ભામંડલ |
| સાતમું | મહાપ્રાતિહાર્ય | દુંદુભિ |
| આઠમું | મહાપ્રાતિહાર્ય | ત્રણ છત્ર |

દરેક મહાપ્રાતિહાર્યનું વર્ણન આગળ વિસ્તારથી આપેલું છે.

સર્વ જીવોને પ્રાતિહાર્યો અને અતિશયોથી સહિત એવા ભગવાન તીર્થંકરનાં સાક્ષાત્ દર્શન થાઓ. એ જ મંગલ કામના.

— લેખક

## મધ્યમંગલ

ચાર જન્મથી, અગિયાર કર્મક્ષયથી અને ઓગણીસ દેવકૃત, એમ ચોત્રીસ અતિશયોને હું વંદન કરું છું.

આ ચોત્રીસ અતિશયો મેં વર્ણવ્યા છે. સર્વ દેવાધિદેવો મને શ્રુતિજ્ઞાન અને બોધિ આપો.

— શ્રી ઋષિભાષિત સૂત્ર

અધ્યયન ૧

# ચાર સહજ અતિશયો

१[1] तेषां[2] च देहोऽद्भुतरूपगंधो,
निरामयः स्वेदमलोज्झितश्च ।

અદ્‌ભુત રૂપ અને સુગન્ધવાળું તથા રોગ, પ્રસ્વેદ અને મલથી રહિત શરીર.

२ श्वासोऽब्जगन्धः ।

કમલસમાન સુગંધી શ્વાસોચ્છ્‌વાસ.

३ रुधिरामिषं तु गोक्षीरधाराधवलं ह्यविस्रम् ।

ગાયના દૂધની ધારાસમાન ધવલ અને દુર્ગંધ વિનાનાં માંસ અને રક્ત.

४ आहारनीहारविधिस्त्वदृश्यः

આહાર અને નીહાર ( શૌચ )ની ક્રિયા અદૃશ્ય.

चत्वार एतेऽतिशया सहोत्थाः ।

આ ચાર સહજ અતિશયો છે.

### પ્રથમ સહજાતિશય

અદ્‌ભુત રૂપ અને સુગન્ધવાળું, રોગ, સ્વેદ[3] અને મલથી રહિત શરીર

---

૧ અ. ચિં. કા ૧ શ્લો. ૫૬–૫૭

૨ तेषां=તે તીર્થંકર ભગવંતોનું.

૩ સ્વેદ–પરસેવો.

नेषा च देहोऽद्भूतरूपगन्धो–
निरामयः स्वेदमलोज्झितश्च ।[1]

તે તીર્થંકર ભગવન્તનું શરીર અદ્ભુત રૂપવાળું, અદ્ભુત ગન્ધવાળું, રોગસહિત, સ્વેદરહિત અને મલરહિત હોય છે.

અહીં શરીરનાં પાંચ વિશેષણો દર્શાવ્યાં છે :

૧. અદ્ભુત રૂપવાળું

૨. અદ્ભુત ગન્ધવાળું

૩. રોગરહિત

૪. સ્વેદરહિત અને

૫. નિર્મલ

આ પાંચે વિશેષણોને આપણે ક્રમશઃ વિચારીશું.

૧. અદ્ભુત રૂપવાળું શરીર :

અદ્ભુત એટલે લોકોત્તર. શ્રી તીર્થંકર ભગવન્તના શરીરનું રૂપ લોકોત્તર હોય છે, એટલે કે શ્રી તીર્થંકર ભગવન્તનું રૂપ લોકમાં સૌથી ઉત્તમ હોય છે. ભગવન્તના જેવું રૂપ સમ્પૂર્ણ જગતમાં બીજા કોઈનું પણ હોતું નથી.

લોકપ્રકાશ[2]માં કહ્યુ છે કે—જગતમાં પ્રથમ નમ્બરનું રૂપ શ્રી તીર્થંકર ભગવન્તનું, બીજા નમ્બરનું રૂપ શ્રી ગણધર ભગવન્તનું, ત્રીજા નમ્બરનુ રૂપ આહારક શરીરવાળાનું અને ચોથા નમ્બરનું રૂપ અનુત્તર વિમાનવાસી દેવતાનું હોય છે. તે પછી અનુક્રમે ઊતરતું રૂપ અન્ય દેવતાઓનુ હોય છે, તે પછી અનુક્રમે ઊતરતું રૂપ ચક્રવર્તી, વાસુદેવ, બલદેવ અને મહામાંડલિક રાજાઓનું હોય છે. તે પછી ઊતરતું રૂપ બીજા રાજાઓ વગેરેનું હોય છે.

---

૧ અ ચિં કા. ૧ શ્લો. ૫૭

૨ લોક પ્ર. કા લો સ. ૩૦. પૃ ૩૦૪

તાત્પર્ય કે — બીજા રૂપવાળાઓ કરતાં જેમનું રૂપ અનન્તગુણ અધિક છે, એવા અનુત્તમ વિમાનના દેવતાઓ કરતાં અનન્તગુણ અધિક રૂપ આહારક શરીરીનું, આહારક શરીરી કરતાં અનન્તગુણ અધિક રૂપ ગણધર ભગવંતનુ અને ગણધર ભગવંત કરતાં અનંત ગુણ અધિકરૂપ શ્રી તીર્થંકર ભગવતનું હોય છે.

બીજી રીતે કહેવામાં આવે તો શ્રી તીર્થંકર ભગવન્ત કરતાં અનન્તગુણહીન રૂપ શ્રીગણધર ભગવન્તનુ હોય છે. તેથી અનન્ત-ગુણહીન રૂપ આહારકશરીરનુ હોય છે. તેથી અનન્તગુણહીન રૂપ અનુત્તરવિમાનવાસી દેવનુ હોય છે, તેથી અનન્તગુણહીન રૂપ અનુક્રમે બીજા દેવતાઓ વગેરેનું હોય છે.

દેવતાઓની રૂપ વિકુર્વવાની શક્તિ અદ્ભુત હોય છે. તેઓ ધારે તે રૂપ વિકુર્વી શકે, પણ ભગવન્ત સમાન રૂપ તેઓ કદાપિ વિકુર્વી શકે નહીં[1] જ્યારે તેઓની રૂપને વિકુર્વવાની શક્તિમા ભગવન્તનો અતિશય ( પ્રભાવ ) ભળે ત્યારે તેઓ ભગવંત જેવું જ રૂપ વિકુર્વી શકે.

**આવશ્યકનિર્યુક્તિમા** કહ્યુ છે કે—પોતાની અદ્ભુત શક્તિથી સર્વ દેવતાઓ મળીને એક અંગુષ્ઠપ્રમાણ રૂપ વિકુર્વે અને તે રૂપને ભગવન્તના અંગૂઠાની તુલનામા મૂકવામાં આવે તો દેવનિર્મિત અંગૂઠાની તેવી સ્થિતિ થાય કે જેવી સૂર્યની સામે અંગારાની[2] !

એવી રીતે ભગવન્તનાં સંઘયણ, સંસ્થાન, વર્ણ, ગતિ, સત્ત્વ, સાર, શ્વાસ વગેરે સર્વ લોક કરતાં અત્યન્ત ( અનન્તગુણ ) ઉત્તમ

---

૧ કોડિ દેવ મિલકે કર ન સકે, એક અંગૂઠ રૂપ પ્રતિછંદ;
ઐસો અદ્ભુત રૂપ તિહારો, બરસત માનુ અમૃતકો બુંદ. ॥
ઉપા શ્રી યશોવિજયજીકૃત શ્રી અંતરીક્ષ પાર્શ્વનાથ સ્તવન સિદ્ધા. સ્ત. પૃ. ૨૪૩.

२ सव्वसुरा जइ रूवं अंगुट्ठपमाणय विउव्वेज्जा ।
जिणपादंगुट्ठं पइ न सोहए तं जहिंगालो ॥५६९॥
—આવ. નિ. હારિ.

હોય છે. તેનું કારણ એ છે કે તે ભગવન્તને તેવા પ્રકારના વિશિષ્ટ નામકર્મનો ઉદય વર્તતો હોય છે.[1]

વજ્રઋષભ નારાચ નામનું સઘયણ બધા પ્રથમ સંઘયણવાળા જીવોમાં અમુક અપેક્ષાએ સમાન હોવા છતાં, તેમાં પણ તારતમ્ય હોય છે. સપૂર્ણ વિશ્વમાં ભગવન્ત જેવું પ્રથમ સંઘયણ બીજા જીવોનું હોતું નથી. એવી જ રીતે ભગવન્ત જેવું સમચતુરસ્ર સંસ્થાન બીજા જીવોનુ હોતું નથી. એવી જ રીતે ભગવતના શરીર જેવો શ્વેત આદિ વર્ણ બીજા જીવોના શરીરમાં કદાપિ

---

१ सघयणरूवसणठावण्णगइत्तत्तसारऊसासा ।

एमाइ अणुत्तराइ भवति नामोदया तस्स ॥५७२॥

— આવ. નિ. હારિ. ગા. ૫૭૨

દિગબરો જન્મથી ૧૦ અતિશય માને છે તે આ રીતે —

૧. સ્વેદરહિતતા, ૨. નિર્મલશરીરતા, ૩. દૂધ જેવુ શ્વેત રુધિર, ૪. વજ્રઋષભનારાચ સઘયણ, ૫. સમચતુરસ્ર સસ્થાન, ૬. અનુપમ રૂપ, ૭. નૃપચપકપુષ્પની ગધસમાન ઉત્તમ ગધને ધારણ કરવુ, ૮. ૧૦૦૮ ઉત્તમ લક્ષણ, ૯. અનતબલ અને ૧૦. હિત, મિત અને મધુર ભાષણ. (જૈ સિ કો પૃ. ૧૪૧)

આમા અતિશય ૧, ૨, ૩, ૬ અને ૭નુ વર્ણન **અભિધાન ચિતામણિમા** દર્શાવેલ ચાર સહજાતિશયોના વર્ણનમા સમાઈ જાય છે.

**વીતરાગ સ્તવની** પ્ર ૫ શ્લો. ૯ અવચૂર્ણિમા કહ્યુ છે કે —

नन्वतिशयाश्चतुस्त्रिशदेव ?

न, अनन्तातिशयत्वात्, तस्य चतुस्त्रिशत्सख्यान बालावबोधाय ।

શુ અતિશયો ચોત્રીસ જ છે ?

ના, અતિશયો તો અનત છે, ચોત્રીસ સખ્યા તો બાલ જીવોના સુબોધાર્થે શાસ્ત્રોમા કહેવામા આવી છે.

અવચૂર્ણિના આ ઉલ્લેખના હિસાબે દિગબરમાન્ય તે દશેદશને અતિશય કહેવામા જરા પણ બાધ નથી.

હોતો નથી. એવી જ રીતે ભગવન્ત જેવી ગતિ, ભગવન્ત જેવું સત્ત્વ, ભગવન્ત જેવો સાર (બલ) વગેરે બીજા જીવોમાં ક્દાપિ હોતાં નથી.

શ્રી મહાનિશીથ સૂત્રમાં કહ્યું છે કે—'અનેક જન્મોમાં સંચિત કરેલ સર્વશ્રેષ્ઠ પુણ્યાતિશયના પ્રભાવથી ભગવન્તમાં અતુલ બલ, વીર્ય, ઐશ્વર્ય, સત્ત્વ, પરાક્રમ વગેરે હોય છે.

'જેમ સૂર્ય દશે દિશાઓમાં પ્રકાશથી સ્ફુરાયમાન પ્રકટ પ્રતાપી કિરણોના સમૂહથી સર્વ ગ્રહ, નક્ષત્ર, તારા અને ચન્દ્રની પંક્તિને નિસ્તેજ બનાવી દે છે, એવી જ રીતે ભગવન્તનાં અત્યંત કાંત, દીપ્ત અને સુંદર પગના અંગૂઠાના અગ્રભાગનો રૂપાતિશય એવો હોય છે કે—તેની આગળ સર્વ ઇન્દ્રો, ઇન્દ્રાણીઓ, દેવતાઓ, દેવીઓ, વિદ્યાધરો, વિદ્યાધરીઓનાં સૌભાગ્ય, કાંતિ, દીપ્તિ, લાવણ્ય, રૂપ વગેરેનાં સમુદાયની બધી જ શોભા અત્યંત તુચ્છ ભાસે છે.

'સર્વ સુંદર મનુષ્યો, દેવતાઓ, અસુરો અને તેઓની સુંદરીઓનું રૂપ, લાવણ્ય, કાંતિ, સૌંદર્ય, સૌભાગ્ય, દીપ્તિ વગેરેને એકત્ર કરી એક મહાન્ રાશિ બનાવવામાં આવે અને તે એક બાજુ મૂકવામાં આવે અને બીજી બાજુ ભગવન્તના પગના અંગૂઠાના અગ્રભાગનો કરોડમો ભાગ મૂકવામા આવે તો રાખનો ઢગલો જેમ કંચનગિરિની બાજુમાં શોભા ન પામે તેમ તે પણ શોભા ન પામે.

'એક બાજુ ત્રણે ભુવનના તીર્થંકર સિવાયના બધા લોકો એકત્ર ઊભા રાખવામાં આવે અને બીજી બાજુ એક જ તીર્થંકર હોય તોપણ તે સર્વ લોકોના સર્વ ગુણો મળીને પણ ભગવન્તના ગુણોના અનંતમા ભાગે પણ ન આવે. એથી જ ભગવાન તીર્થંકર પરમ પૂજનીય છે.'[1]

લોકપ્રકાશમાં કહ્યું છે કે—'બધા જ દેવતાઓ ભેગા થાય અને તેઓ પોતાની બધી જ શક્તિ અને બધો જ પ્રયત્ન એકત્ર

---

૧ મહાનિસીહ ન. સ્વા. પ્રા વિ.

કરીને ભગવંતના પગના અંગૂઠા જેવો એક જ અંગૂઠો બનાવે, તો પણ સર્વ જગતને રૂપ વડે સર્વ પ્રકારે જીતનારા ભગવાન શ્રી તીર્થંકરના પગના અંગૂઠાની તુલનામા, ભગવતની સામે દુર્વાદીઓના સમૂહની જેમ, બૂઝાઈ ગયેલા અગારા જેવો લાગે.'[1]

અતિશય કોને કહેવાય તે બરાબર સમજવા માટે ભગવન્તના રૂપનું દૃષ્ટાંત બહુ જ મનનીય છે.

બધા જ દેવતાઓ મળીને પણ સર્વશકિત અને પ્રયત્નથી પણ ભગવન્તના પગના અંગૂઠા જેવો એક અંગૂઠો પણ ન બનાવી શકે, જ્યારે એક જ દેવતા ભગવન્તના સંપૂર્ણ ત્રણ રૂપ બનાવી શકે. આ બે જાતના શાસ્ત્રવચનો સાપેક્ષ છે. અહીં પ્રથમ વિકલ્પમાં ભગવન્તના અતિશયની વિદ્યમાનતા ન હોવાથી સર્વ દેવતાઓ એક અંગૂઠો પણ ન બનાવી શકે. બીજા વિકલ્પમાં એક જ દેવતા ભગવંતના પ્રભાવથી ભગવંત જેવા જ બીજા ત્રણ રૂપ બનાવી શકે છે.

'અતિશય' શબ્દના અર્થને સમજાવતાં કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રાચાર્ય મહારાજા અભિધાનચિંતામણિની સ્વોપજ્ઞ ટીકામા કહે છે કે —

जगतोऽप्यतिशेरते तीर्थंकरा एभिरित्यतिशयाः[2] ।

જે ગુણોવડે તીર્થંકરો સર્વ જગતથી ચઢિયાતા લાગે છે, તે ગુણોને અતિશય કહેવામાં આવે છે.

દા. ત. રૂપ ગુણ. જગતના સર્વ સુંદર જીવોનું રૂપ એકત્ર પિંડિત કરવામાં આવે, તો જે રૂપરાશિ થાય તેના કરતાં ભગવન્તનુ રૂપ અનન્તગુણ ચઢિયાતુ છે.

આ ૩૪ અતિશયોમાંનો કોઈ પણ અતિશય લો, અને તેના જેવી જગતની બધી જ વસ્તુઓ ભેગી કરો, તો ભેગી કરેલી

---

૧ લોકપ્ર કા લો, સ ૩૦ પ ૩૦૩ શ્લો ૯૦૫/૬

૨ અ. ચિં. કા. ૧ શ્લો. ૫૮ ટીકા.

સર્વ વસ્તુઓના ગુણરાશિ કરતાં ભગવન્તનો એક અતિશય અનન્ત ગુણ અધિક ગુણવાળો જ હોય. આમાં કોઈ અપવાદ નથી. અતિશય સ્વરૂપ વસ્તુમાં જે સંપૂર્ણ જગત કરતાં ચઢિયાતાપણું આવે છે, તે ભગવન્તના પ્રભાવથી અને ભગવન્તના મહિમાથી જ આવે છે, એ વાત નિશ્ચિત છે.

લોકપ્રકાશમાં કહ્યુ છે કે —

प्रतिरूपेषु यत्तेषु नाकिभिर्विहितेष्वपि ।
रूप स्याद् भगवत्तुल्य तन्महिम्नैव तद्ध्रुव ॥९०४॥

— કાલલોક સર્ગ ૩૦, પૃ. ૩૦૩

ભગવન્તના સમવસરણમાં ત્રણ પ્રતિરૂપ ભલે દેવતાઓએ બનાવ્યા હોય, તોપણ તે પ્રતિરૂપોનાં રૂપમાં જે ભગવન્તના રૂપની સાથે તુલ્યતા આવે છે, તે તો નિશ્ચિત રીતે ભગવંતના મહિમાથી જ છે.

દરેક અતિશયને આ ભગવન્તના મહિમાનો ધ્રુવનિયમ સદા લાગુ પડે છે.

પૂર્વે રૂપનું દૃષ્ટાન્ત સમજાવેલ છે. વધુ સ્પષ્ટતાની ખાતર સુરપુષ્પવૃષ્ટિ પ્રાતિહાર્ય લઈએ, પ્રાતિહાર્યો પણ વિશિષ્ટ પ્રકારના અતિશયો જ છે.[1]

શ્રીતીર્થંકર ભગવન્તની ભક્તિ નિમિત્તે દેવતાઓ એક યોજન સુધી જાનુપ્રમાણ જેવી પુષ્પવૃષ્ટિ કરે છે, તેવી ઉત્તમોત્તમ પુષ્પવૃષ્ટિ ભગવન્તના અભાવમાં સર્વ દેવતાઓ મળીને પણ ન કરી શકે. કદાચ તેવી પુષ્પવૃષ્ટિ કરવાનો પ્રયત્ન કરે તોપણ ભગવન્તના મહિમાથી પુષ્પવૃષ્ટિમાં જેવા ઉત્તમ ગુણો સિદ્ધ થયા છે, તેવા કદાપિ ન થઈ શકે. પુષ્પોને તેઓના ઉપરથી કરોડો લોકો ગમનાગમન કરવા છતાં, પીડા થતી નથી, એટલું જ નહીં, પણ પુષ્પો સમુલ્લાસ અનુભવે છે, તે કેવળ ભગવંતનો જ પ્રભાવ છે.

---

૧ सर्वेऽपि प्रातिहार्याण्यतिशयविशेषाः ॥

— વી સ્ત. પ્ર ૫ શ્લો. ૯ અવ.

દેવતાઓ પુષ્પોની આ બાધારહિતતા અને સમુલ્લસિતતા કદાપિ સર્જિત ન કરી શકે. ભગવન્તના પ્રભાવથી આ પુષ્પવૃષ્ટિ સૌને માટે જેવુ સુખમય વાતાવરણ સર્જે છે, તેવું વાતાવરણ દેવતાઓ ત્રણે કાળમાં પણ ન નિર્માણ કરી શકે.

શ્રી આત્મારામજી મહારાજ સત્તરભેદી પૂજામાં ગાય છે કે—

તાપ હરે તિહુ લોકકા રે
જિન ચરણે જસ ડેરા.

શ્રી જિનેશ્વર ભગવન્તના ચરણે જે પુષ્પોનો આશ્રય છે, તે પુષ્પો — તે પુષ્પવૃષ્ટિ ત્રણે લોકના તાપને (દ્રવ્ય–ભાવ ઉભય પ્રકારના તાપને) હરે છે.

વિશિષ્ટ વાતાવરણને સર્જવા માટે બધી જ વસ્તુઓ જરૂરી હોય છે. ભગવન્તની દેશનાને શ્રવણ કરનારા જીવોના હૃદયમા, જીવોનાં શરીરમાં અને બાહ્ય વાતાવરણમાં શ્રવણ માટેની સંપૂર્ણ યોગ્યતા જે ઉત્પન્ન થવી જોઈએ, તેના માટે સાક્ષાત્ ભગવાન, બધા જ પ્રાતિહાર્યો, બધા જ અતિશયો, તેવા પ્રકારની પર્ષદા, તેવું સમવસરણ વગેરે બધું જ જરૂરી હોય છે. દરેક વસ્તુની પોતપોતાનાં સ્થાને મહત્તા છે. જેમ ઘડિયાલમા દરેક ભાગની પોતપોતાનાં સ્થાને મહત્તા હોય છે, તેમ જ સમગ્ર ઘડિયાલની અપેક્ષાએ પણ તેનું મહત્ત્વ હોય છે તેમ અહીં પણ જાણવુ.

લોકપ્રકાશમા કહ્યુ છે કે —

ભગવન્તનું તે અદ્ભુત રૂપ જગતના સર્વ જીવોની વાણીનો અવિષય[1] છે. સારાંશ કે જગતના બધા જ જીવો ભગવન્તનાં રૂપને વાણી વડે વર્ણવવા જાય તોપણ તે રૂપનુ સર્વાંગ સંપૂર્ણ વર્ણન થઈ શકે નહીં.

શ્રી ભક્તામર સ્તોત્રમાં રૂપનુ વર્ણન કરતાં કહ્યુ છે કે —

यैः शान्तरागरुचिभिः परमाणुभिस्त्वं,
निर्मापितस्त्रिभुवनैकललामभूत ।

---

૧ तादृशाच्चार्हता रूपा—ज्जगद्वाचामगोचरात् ।
— કાલલોક. સર્ગ. ૩૦. પૃ, ૩૦૪ શ્લો. ૯૦૮

तावन्त एव खलु तेऽप्यणवः पृथिव्या,
यत्ते समानमपरं न हि रूपमस्ति ।।१२।।

ત્રણે ભુવનના અદ્‌ભુત તિલકરૂપ ( સર્વોત્તમ રૂપવંત) હે ભગવંત ! શાંતરસની શોભાવાળા જે પરમાણુઓ વડે આપ નિર્માણ કરાયા છો, તે પરમાણુઓ વિશ્વમાં ખરેખર તેટલા જ છે, કારણ કે આપના જેવું રૂપ જગતમાં બીજું નથી જ.

ભગવન્તનુ શરીર સર્વ જીવોનાં શરીર કરતાં અત્યંત વિલક્ષણ હોય છે. કેટલાક તીર્થંકરોનુ શરીર પ્રિયંગુવૃક્ષસમાન નીલ વર્ણનું, કેટલાકનું સુવર્ણસમાન પીત, કેટલાકનું પદ્મરાગ મણિસમાન લાલ અને કેટલાકનુ અંજનસમાન શ્યામ વર્ણનું હોય છે.

આ ઉપમા પણ સમજાવવા માટે જ છે. બાકી તો શ્વેતવર્ણના એક જ શ્રીતીર્થંકર ભગવંતનુ રૂપ એવું હોય છે કે તેની આગળ બધા જ સ્ફટિક મણિઓ ઝાંખા પડી જાય. સ્ફટિક મણિ કરતાં અનન્ત ગુણ ઉજ્જવલતા તેમાં હોય છે. બીજા વર્ણોના વિષયમાં પણ એ જ રીતે સમજી લેવું.

ભગવન્તમાં પરમાત્મ તત્ત્વ અન્તર્ગત હોય છે, તેને ભલે કોઈ જાણે કે ન જાણે, પણ જ્યાં ભગવન્તનાં રૂપ ઉપર દૃષ્ટિ પડી, ત્યાં જ જોનારનુ અંતઃકરણ પરમ અદ્‌ભુત રસથી સર્વ રીતે વાસિત થઈ એકદમ ભગવન્ત તરફ આકર્ષિત થઈ જાય છે. ભગવન્તનું રૂપ જ એવું દિવ્યાતિદિવ્ય હોય છે કે જોનારની દૃષ્ટિ તે રૂપમા તરત જ નિમગ્ન જ થઈ જાય. સમવસરણમાં બેઠેલા બધા જ જીવો ભગવન્તના રૂપ ઉપર સ્થિર દૃષ્ટિવાળા થઈ જાય, એમા જરા પણ આશ્ચર્ય નથી.

સમવસરણમાં આવેલા ભવ્ય જીવો પણ એવુ વિશિષ્ટ પુણ્ય કરીને આવેલા હોય છે કે તેઓ એ દિવ્ય વાતાવરણ જોઈ શકે. ભગવન્તનું અદ્‌ભુત રૂપ, અતિશયો, પ્રાતિહાર્યો, પર્ષદા, દિવ્યવાણી, વગેરે બધી જ વસ્તુઓ સમવસરણમા એક એવું વાતાવરણ સર્જે છે, કે તેમા આવેલા જીવને પરમ સુખ, શાંતિ, સ્વસ્થતા, સમાધિ

વગેરેનો અનુભવ થાય. આવો અનુભવ ભગવન્તની વાણીને ઝીલવા માટે જરૂરી હોય છે અને વાણી પોતે પણ એ અનુભવને ઉત્તેજિત કરનારી હોય છે.

ધર્મનું જેવું મૂર્તિમાન ભવ્ય સ્વરૂપ સમવસરણમાં વિદ્યમાન હોય છે, તેવું મહાન્ સ્વરૂપ અન્યત્ર કોઈ પણ કાળમાં જોવા મળે નહીં. સમવસરણમાં બધું જ લોકોત્તર હોય છે. જગતનાં સર્વ આશ્ચર્યો જ્યા એકીસાથે જોવા મળે તેનું જ નામ સમવસરણ! જગતનાં બીજાં આશ્ચર્યો તો એવા હોય છે કે જીવને શાંતરસ સિવાયના બીજા રસોમાં લઈ જાય, જ્યારે સમવસરણની પ્રત્યેક વસ્તુ શાંતરસનું મૂર્ત્તિમાન રૂપ હોઈ જીવોમા શાંતરસની નિરન્તર વૃદ્ધિ કરનાર હોય છે.

## ૨–લોકોત્તર સુગંધવાળું શરીર

જે વિશેષતાઓ આપણે ભગવન્તનાં રૂપમાં જોઈ ગયા તે બધી જ ગન્ધના વિષયમા પણ ઉચિત રીતે સમજી લેવી. ભગવન્ત જે પુણ્ય કરીને આવેલા છે, તે પુણ્ય જ એવું છે કે જગતના અન્ય કોઈ પણ જીવમાં તે હોય નહીં, એટલુ જ નહીં પણ જગતના સર્વ જીવોનાં પુણ્યનો સરવાળો કરવામાં આવે તોપણ તે ભગવન્તના પુણ્યના અનન્તમા ભાગે પણ ન આવે. આવા પુણ્યના પ્રભાવથી ભગવન્તને મળેલું રૂપ કેવું હોય તે આપણે પૂર્વે જોઈ ગયા. જેવું રૂપ અદ્ભુત તેવી જ સુગંધ પણ અદ્ભુત.

જગતના સર્વ સુગન્ધી પદાર્થોના સુગન્ધના તત્ત્વ કરતાં અનંત ગુણ અધિક સુગન્ધ ભગવન્તના શરીરની હોય છે. તેના માટે બધી ઉપમાઓ નિરર્થક છે. કલ્પવૃક્ષોનાં પુષ્પોની માળાની સુગન્ધ કે શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ચંપકપુષ્પોની સુગન્ધ ભગવન્તના દેહની નિત્ય સુગન્ધની આગળ કોઈ વિસાતમાં નથી. બીજાઓનાં શરીરને સુગન્ધી બનાવવા માટે કસ્તૂરી, ચંદન વગેરે સુગન્ધી દ્રવ્યોથી વારંવાર વાસિત કરવા પડે છે, છતાં તે સુગન્ધ ઊડી જતાં વાર નથી લાગતી, જ્યારે ભગવન્તના શરીરને કોઈ સુગન્ધી દ્રવ્યથી વાસિત કર્યા વિના જ તે નિત્ય સુગન્ધી રહે છે. તેનો સ્વભાવ જ સુગન્ધમય છે.

જેમ ભગવન્તનાં રૂપ પર સ્થિર થતાં ચક્ષુઇન્દ્રિય સમાધિને અનુભવે છે, તેમ ભગવન્તની સુગન્ધમાં લીન થયેલી ઘ્રાણેન્દ્રિય પણ વિશિષ્ટ સમાધિને પામે છે. આ રીતે ભગવન્તનાં સંનિધાનમાં ભગવન્તના પ્રભાવથી જીવોને સર્વ ઇન્દ્રિયોની સમાધિ (સ્થિરતા) અત્યન્ત સુલભ થાય છે.

અહીં લોકોત્તર સુગન્ધ તે ઉપલક્ષણ જાણવુ, બાકી તો ભગવંતના શરીરના સ્પર્શ વગેરે પણ લોકોત્તર હોય છે.

## ૩–રોગરહિત શરીર

શ્રી વીતરાગ–સ્તવની અવચૂર્ણિમાં કહ્યું છે કે — तथा स्वभावादेव भगवतामर्हतामङ्गान्यशेषव्याधिवैधुर्यवर्जितान्येव ।

તેવાં પ્રકારના વિશિષ્ટ સ્વભાવથી જ શ્રી અરિહન્ત ભગવતોનાં અંગો સર્વ પ્રકારના રોગો તેમ જ વિકલતા (ખોડખાંપણ વગેરે)થી રહિત જ હોય છે.

ભગવન્તનું શરીર સંપૂર્ણ નિરામય હોય છે. ભગવન્તના ચ્યવનથી માંડીને નિર્વાણ સુધીના કાળમા ભગવન્તના શરીરમાં કોઈ પણ રોગ ઉત્પન્ન થતો નથી. ભગવન્ત શારીરિક દૃષ્ટિએ સંપૂર્ણ આરોગ્યવાળા હોય છે. કોઈ પણ જીવને સંપૂર્ણ જન્મકાળમાં એક પણ રોગ ન થાય એવું ભાગ્યે જ બને. આમ તો શાસ્ત્રો પોતે જ શરીરને સર્વ રોગોનુ આલય (ઘર) કહે છે. છતાં કદાચ કોઈ એવા મનુષ્યા હોય કે જે સંપૂર્ણ જીવન સુધી સુદર આરોગ્યવાળા રહ્યા હોય, તો તેવા પ્રકારના મનુષ્યો કરતાં પણ ભગવંતનુ આરોગ્ય અનન્તગુણ અધિક હોય છે. દેવતાઓમા રોગ હોતા નથી. તેઓ સુદર આરોગ્યવાળા હોય છે. બધા જ આરોગ્યવાળા મનુષ્યો અને દેવતાઓ કરતા ભગવન્તનું આરોગ્ય અનન્તગુણ અધિક હોય છે.

ભગવન્તને ઉત્તમ આયુષ્ય, પરમરૂપ, પરમનીરોગિતા (આરોગ્ય), જગત્પૂજનીયતા વગેરે જે પ્રાપ્ત થાય છે તેનું પરમકારણ સર્વ જીવો પ્રત્યેની તેઓની અસીમ ભાવદયા હોય છે. ત્રણ ત્રણ ભવ સુધી જગતના સર્વ જીવોના ઉદ્ધારરૂપી ભાવદયાથી–ભાવ અહિ-

સાથી જે ભગવંતનો આત્મા સંપૂર્ણ ભાવિત થઈ ગયો હોય તે ભગવંતને રૂપ, આરોગ્ય, આયુ, બલ વગેરે બધું જ સર્વોત્તમ મળે, એમાં જરા પણ આશ્ચર્ય નથી. ભાવદયા – અહિંસાનું ફળ બતાવતા યોગશાસ્ત્રમાં કહ્યું છે કે —

दीर्घमायु. पर रूपमारोग्य श्लाघनीयता ।
अहिसायाः फल सर्वं, किमन्यत कामदेव सा ॥
— प्र २, श्लो. ५२

દીર્ઘ આયુ, પરમરૂપ, પરમ આરોગ્ય, જનપ્રશસનીયતા વગેરે બધુ જ અહિંસાનું ફળ જાણવું. વધારે શું કહીએ ? તે અહિંસા તો કામદા–સર્વ મનોરથ પરિપૂર્ણ કરનારી જ છે.

પૂર્વના કાળમાં યોગીઓ શરીરને નીરોગી અને સુદૃઢ રાખવા માટે કાયા–કલ્પનો પ્રયોગ કરતા હતા. આ રીતે કાયા–કલ્પ કરેલ બધા જ યોગીઓ કરતાં ભગવન્તનું શરીર અનન્તગુણ નીરોગી અને સ્વાભાવિક રીતે જન્મથી જ સુદૃઢ હોય છે.

જેના ભાવી કર્મક્ષયજ અતિશયના પ્રભાવથી સવાસો યોજન પ્રમાણ ભૂમિમાં રહેનારાં બધાં જ પ્રાણીઓ સંપૂર્ણ રોગરહિત થવાનાં હોય તે ભગવન્તને જન્મથી જ કોઈ પણ રોગ કેવી રીતે હોઈ શકે ?

ભગવન્તના જન્મકાલીન શરીર આદિનું વર્ણન કરતાં કલ્પસૂત્રમાં કહ્યું છે કે — સુકોમળ હાથપગવાળા, કોઈ પણ જાતની ખોડ – ખાંપણ વિનાના એવા સંપૂર્ણ પચેન્દ્રિય શરીરવાળા, સ્વસ્તિક વગેરે ૧૦૦૮ લક્ષણો અને મસ, તલ વગેરે ચિહ્નોથી યુક્ત, શરીરના સર્વ ઉત્તમ ગુણોથી સહિત, માન, ઉન્માન અને પ્રમાણથી પરિપૂર્ણ શોભાયુક્ત સર્વાંગ સુદર શરીરવાળા ચન્દ્રસમાન સૌમ્ય, કાંત, પ્રિય, સુરૂપ.[1]

---

१ सुकुमालपाणिपाय अहीणमपुन्नपचेंद्रियसरीर लक्खणवजणगुणोववेय माणुम्माणपमाणपडिपुन्नसुजायसव्वगसुन्दरग ससिसोमाकार कत पिय सुद- सण । सूत्र ५३

## ૪–સ્વેદ અને મલથી રહિત શરીર

ભગવન્તનું શરીર સ્વેદ અને મલથી રહિત હોય છે. બીજાઓનાં શરીર ગરમીના દિવસોમાં સ્વેદથી – પરસેવાથી ભીંજાઈ જાય છે, જ્યારે ભગવન્તનું શરીર સ્વભાવથી જ એવું હોય છે કે ગમે તેવી ગરમીમાં પણ ભગવન્તના શરીરે પરસેવો થાય નહીં.

સામાન્ય લોકોનાં શરીરની ચામડીને વારંવાર સાફ ન કરવામાં આવે તો તેના ઉપર મેલના થર બાઝી જાય છે. ભગવન્તનું શરીર સ્વભાવથી જ એવું હોય છે કે શરીરના આંતરિક તેમ જ બાહ્ય વાતાવરણમાં રહેલા રજકણ આદિ કોઈ પણ કારણોથી ભગવન્તનું શરીર મેલથી તદ્દન નિર્લેપ હોય છે. જે માણસના શરીરે ઓછામાં ઓછો મેલ ચઢતો હોય એવા માણસનાં શરીરને અત્યન્ત સ્વચ્છ કર્યા પછી તેના શરીરની જે નિર્મલતા હોય છે તેના કરતાં અનંતગુણ અધિક નિર્મલતા ભગવન્તનાં શરીરની સ્વભાવથી જ હોય છે.

આ અતિશયને સમજાવવા માટે શ્રી સમવાયાંગ સૂત્રમાં[1] કહ્યુ છે કે —

निरामया निरूवलेवा गायलट्ठी ।

गायलट्ठी એટલે ગાત્રયષ્ટિ એટલે શરીર. તે નિરામય – રોગરહિત અને નિરૂપલેપ હોય છે.

અહીં નિરૂપલેપ શબ્દ બહુ જ મહત્ત્વનો છે. તે બતાવે છે કે – કોઈ પણ કારણથી ભગવન્તના શરીરને મેલનો ઉપલેપ ( મેલનું બાઝવું વગેરે ) થાય નહિ.

પરિષહોને અને ઉપસર્ગોને સહેવા જ્યારે ભગવાન મહાવીર અનાર્ય દેશમાં વિચરતા હતા ત્યારે ત્યાના અનાડી માણસો ધ્યાનસ્થ ભગવન્તના શરીર પર ધૂળના મોટા મોટા ઢગલાઓ કરી નાખતા. આવી સ્થિતિમાં પણ ભગવન્તના શરીરને તે ધૂળનો લેશ પણ લેપ લાગે નહીં, તે આ અતિશયના પ્રભાવથી જાણવું. જેમ સર્વ

---

૧ સૂત્ર ૩૪

જીવો જેને આત્મભૂત થઈ ગયા છે, જે સર્વ જીવોને સમ્યગ્ રીતે જુએ છે, જેણે સર્વ આશ્રવો સ્થગિત કર્યા છે અને જેણે ઇન્દ્રિયોને દમી નાખી છે, એવા મુનિના આત્માને પાપકર્મની રજ ન ચોંટે, તેમ ભગવન્તના શરીરને કોઈ પણ જાતનો મેલ ચોંટી શકે નહીં.

## દ્વિતીય સહજાતિશય

કમલસમાન સુગન્ધી શ્વાસોચ્છ્વાસ श्वासोऽब्जगधः[१] ।

ભગવન્તનો શ્વાસ અબ્જગન્ધ હોય છે. શ્વાસ એટલે ઉચ્છ્વાસ અને નિઃશ્વાસ.[२] અબ્જ એટલે કમળ, તેના જેવી છે ગંધ જેની તે અબ્જગન્ધ. સારાંશ કે ભગવન્તના ઉચ્છ્વાસ અને નિઃશ્વાસ બન્ને કમલસમાન સુગન્ધી હોય છે.

જગતનાં ઉત્તમમા ઉત્તમ કમળોમાં જે સુગન્ધ હોય છે તેના કરતાં અનન્તગુણી સુગંધ ભગવન્તના ઉચ્છ્વાસ અને નિઃશ્વાસમાં હોય છે. એક બાજુ જગતનાં બધા જ સુગન્ધી પદાર્થોની સુગન્ધ મૂકવામાં આવે અને એક બાજુ ભગવન્તના શ્વાસોચ્છ્વાસની સુગન્ધ મૂકવામાં આવે તો અન્ય પદાર્થોની સુગન્ધ ભગવન્તની શ્વાસોચ્છ્વાસની સુગન્ધ કરતાં અનન્તગુણ હીન હોય છે.

જગતમાં ઉત્તમમા ઉત્તમ સુગન્ધી કોઈ વસ્તુ હોય તો તે ભગવન્તનો ઉચ્છ્વાસ અને નિઃશ્વાસ છે, જ્યારે ભગવન્ત વિહરમાન હોય છે ત્યારે સુગન્ધના સાચા રસિક એવા ભમરાઓ જે જે પુષ્પો પર લીન થઈને બેઠેલા હોય તે તે બધાં જ પુષ્પોને તત્ક્ષણ તજી તજીને ભગવંતના શ્વાસોચ્છ્વાસને અનુસરે છે.

શ્રી વીતરાગ સ્તવ પ્રકાશ ૨, શ્લોક ૭માં કહ્યુ છે કે—

---

૧ અ ચિં. કા ૧ શ્લો, ૫૭

૨ श्वासः = उच्छ्वासनिःश्वासम् ।
— અ. ચિ કા. ૧ શ્લો. ૫૭ સ્વો.

હે ભગવન્! આપના નિઃશ્વાસની સુરભિતા ચારે દિશાઓમાં એટલી બધી ફેલાય છે કે – જલમાં ઉત્પન્ન થયેલાં પુંડરીક આદિ કમળો તેમ જ ભૂમિ પર ઉત્પન્ન થયેલા તિલક, ચંપક, અશોક, કેતકી, બકુલ માલતી વગેરે પુષ્પોને તત્કાલ તજીને સુગન્ધરસિક ભમરાઓ આપની નિઃશ્વાસની સુરભિતાને અનુસરે છે.

## તૃતીય સહજાતિશય

### ગાયના દૂધની ધારાસમાન ધવલ ( શ્વેત )
### દુર્ગંધ વિનાના માંસ અને રક્ત

रुधिरामिष तु गोक्षीरधाराधवलं ह्यविस्रम्[१] ।

તે તીર્થંકર ભગવન્તના શરીરનાં માંસ અને રક્ત ( લોહી ) ગાયના દૂધની ધારા જેવાં ધવલ – શ્વેત – સફેદ અને દુર્ગંધ વિનાનાં હોય છે.

ભગવન્તના રૂપ, લાવણ્ય, બલ, સર્વકળા – નૈપુણ્ય, દાન ધ્યાન, જ્ઞાન, ત્રણ ગઢ, ત્રણ છત્ર, ચામર, ઇન્દ્રધ્વજ, ઇન્દ્રોનું પણ પગમાં પડવું વગેરે ગુણો તો સર્વ જગત કરતાં વિલક્ષણ છે જ, આ બધા ગુણો અલ્પ પ્રમાણમાં બીજાઓમાં પણ હોય છે, જ્યારે ભગવન્તના માંસ અને રક્તની જે ધવલતા અને અદુર્ગંધતા છે, તે તો કોઈનાં પણ માંસ અને રક્તમાં હોતી જ નથી.

તાત્પર્ય કે રક્તમાંસની ધવલતા અને અદુર્ગંધતા સોયે સો ટકા ફક્ત તીર્થંકર ભગવન્તના શરીરમાં જ હોય છે. રક્ત અને માસ કેવળ અદુર્ગંધી જ હોય છે, એટલું જ નહીં, પણ પરમ પરિમલ – સુવાસથી સમૃદ્ધ પણ હોય છે. બીજાઓના રક્ત–માંસ તો જોવાં પણ ન ગમે તેવાં હોય છે, જ્યારે ભગવન્તનાં રક્ત–માંસ અજુગુપ્સનીય નફરત ન પેદા કરે તેવાં હોય છે. કેવળ અજુગુપ્સનીય જ નહિ પરંતુ જોવાં ગમે તેવાં અને આશ્ચર્ય પમાડે તેવા હોય છે.

---

૧ અ. ચિં. કા. ૧ શ્લો. ૫૭

ભગવન્તના પગે ચંડકૌશિક સર્પ ડસ્યો તો ખરો, પણ જ્યાં ભગવંતના પગમાંથી નીકળતું ગાયના દૂધની ધારાસમાન શ્વેત રક્ત જોયું, ત્યાં તો આશ્ચર્યથી ચકિત થઈ ગયો. કોઈ પણ જીવમાં જોવા ન મળે એવું, સફેદ લોહી તેણે જોયુ. ભગવન્તના લોહીનુ દર્શન કરનાર એ જ એક ભાગ્યશાળી જીવ હતો! બીજા કોઈએ પણ ભગવન્તના દેહનાં રક્તનાં ચર્મચક્ષુથી દર્શન કર્યા હોય, એવું જાણવા મળ્યુ નથી. લોહી જોતાં જ આશ્ચર્ય અને ઊહાપોહ બન્નેની ધારાઓ તેના મનમા પ્રવર્ધમાન થવા (વધવા) માંડી, ત્યાં તો ભગવન્તની અસીમ મહાકરુણાના અમૃત-નિસ્યદરૂપ (અમૃતનાં ઝરણારૂપ) 'वुज्झ। वुज्झ। चडकोसिया[1]!' એ શબ્દોએ કર્ણમાર્ગ દ્વારા તેના હૃદયમાં પ્રવેશ કર્યો અને પછી શુ થયુ, તે તો જગજાહેર છે જ.

અભિધાનચિતામણિમાં અહીં गोक्षीरधाराधवल પદનો પ્રયોગ છે. ધારા શબ્દ અહીં મહત્ત્વનો છે. ગાયના સ્તનમાથી દૂધની ધારા નીકળતી હોય તે વખતની તેની ધવલતા અહીં ઇષ્ટ છે. તે વખતે તેમાં લેશ પણ મલિનતા હોતી નથી, પણ તે દૂધને પાત્ર (વાસણ)નો સંયોગ થતાં જ તેની નિર્મળતાના ટકા ઘટવા લાગે છે.

વળી ગાયનું દૂધ તો અહીં ઉપમાન માત્ર છે. બાકી ખરી રીતે તો ગાયના દૂધની ધારા કરતાં ભગવન્તનાં રક્તમાંસ અનંત-ગુણ અધિક ધવલતાદિ ગુણોથી સમૃદ્ધ હોય છે.

શરીરની ધાતુઓમાં જેની ગણના થાય છે, એવાં રક્ત-માંસ પણ જો ભગવંતના શરીરનાં સર્વ જીવો કરતાં વિલક્ષણ હોય, તો પછી ભગવન્તની બધી જ વસ્તુઓ સર્વ જીવો કરતાં વિલક્ષણ અને શ્રેષ્ઠ હોય એમાં શું આશ્ચર્ય છે!

---

૧ હે ચંડકૌશિક! પ્રતિબોધ પામ! પ્રતિબોધ પામ!

## ચતુર્થ સહજાતિશય

### આહાર અને નીહારની ક્રિયા અદૃશ્ય.

आहारनीहारविधिस्त्वदृश्यः[1]।

આહાર એટલે ખાવું–પીવું, નીહાર એટલે મલ અને મૂત્રનો ત્યાગ અને વિધિ એટલે ક્રિયા. તે અદૃશ્ય એટલે ચર્મચક્ષુથી ન જોઈ શકાય તેવી હોય છે.

તે તીર્થંકર ભગવન્તની આહાર અને નીહારની ક્રિયા ચર્મ-ચક્ષુથી અદૃશ્ય હોય છે. અવધિજ્ઞાનરૂપ ચક્ષુવાળાને [ અવધિજ્ઞાની દેવતા કે મનુષ્યને ] તે અદૃશ્ય હોતી નથી.

શ્રીસમવાયાંગ[2]માં કહ્યું છે કે :

पच्छन्ने आहारनीहारे अदिस्से मसचक्खुणा[3]।

ભગવન્તના આહારનીહાર પ્રચ્છન્ન–ગુપ્ત હોય છે, માંસચક્ષુ-વાળા જીવો તે જોઈ શકતા નથી.

આ વિષયને સ્પષ્ટ કરતાં પ્રવચનસારોદ્ધારની વૃત્તિમાં કહ્યું છે કે —

तौ क्रियमाणौ न दृश्येते मासचक्षुषा . . ।

કરાતા તે આહાર અને નીહાર માંસચક્ષુથી દેખાતા નથી.

આ અવતરણ શ્રી વીતરાગસ્તવના પ્રકાશ ૨, શ્લો. ૮ના વિવરણમાંથી લીધું છે. તે વિવરણમાં કહ્યું છે કે :—

---

૧ અ. ચિં. કા. ૧ શ્લો. ૫૮

૨ સૂત્ર ૩૪

૩ સરખાવો —

आहारा नीहारा अदिस्सा मसचखुणो मयय ।

— આહાર અને નીહાર માસચક્ષુવાળાને સતત અદૃશ્ય હોય છે.

— શ્રી ઋષિભાષિત સૂત્ર.

इयता च —

देह विमलसुअंध, आमेयपस्सेयवज्जिय रूव ।
रुहिर गोक्खीराभ, निव्विस पण्डुर मस ॥१॥
आहारा नीहारा, अदिस्सा मसचक्खुणो सयय ।
नीम सो अ सुअंधो, जम्मप्पभिई गुणा एए ॥२॥

इत्यादिऋषिभाषितस्य सवाद. ।

આનો અનુવાદ પરિશિષ્ટમાં આપેલ છે.

અહીં આ વિવરણમાં આ અવતરણને શ્રીઋષિભાષિતનું કહેવામાં આવ્યું છે.

સુધર્મા જ્ઞાનમન્દિર, ૧૭૦ કાંદાવાડી, મુંબઈ, તરફથી સં. ૨૦૨૦, દીપમાલિકાના (તા. ૧૭–૧૦–૧૯૬૩) દિવસે इसिभासियाइ सुताइ ગ્રન્થ બહાર પડેલ છે. તેના અનુવાદક તથા સંપાદક મુનિશ્રી મનોહરમુનિજી મહારાજ છે. આ ગ્રન્થમા ઉપરનું અવતરણ ક્યાંય મળતું નથી. વળી આ ગ્રન્થનું સંપૂર્ણ અવગાહન કર્યા પછી પણ એ પ્રશ્ન ઊભો જ રહે છે કે આ ગ્રન્થ તે સાચું ઋષિભાષિત છે કે કેમ ?

પરિશિષ્ટમાં આપેલ इमिभासिआइની ગાથાઓને જૈનસ્તોત્ર સન્દોહમાં चतुस्त्रिशज्जिनातिशयस्तवनम् એ નામ આપ્યુ છે, પણ શ્રી વીતરાગસ્તવનુ વિવરણ જોતાં આ ગાથાઓ ऋषिभाषित (इसी-भासिय)ની હોય એમ લાગે છે.

# ૧૧ કર્મક્ષયજ અતિશયો

१ क्षेत्रे स्थितिर्योजनमात्रकेऽपि
नृदेवतिर्यग्जनकोटिकोटेः[1] ॥

એક યોજનમાત્ર ક્ષેત્રમાં મનુષ્યો, દેવો અને તિર્યંચોની કોડાકોડી સંખ્યાનો સમાવેશ.

२ वाणी नृतिर्यक्सुरलोकभाषा —
संवादिनी योजनगामिनी च ।

વાણી – મનુષ્યો, તિર્યંચો અને દેવોની સર્વ ભાષાઓમાં પરિણમતી અને યોજનગામિની.

३ भामण्डलं चारु च मौलिपृष्ठे,
विडम्बिताहर्पतिमण्डलश्रि ।

મસ્તકની પાછળ સૂર્યમંડલની શોભાને જીતતું સુંદર ભામંડલ.

४/११ साग्रे च गव्यूतिशतद्वये [4]रुजा,
[6]वैरे[7]तयो [8]मार्य[9]तिवृष्टयवृष्टयः ।
[10]दुर्भिक्षमन्यन्त्वकचक्रतो [11]भयं
स्यान्नैत एकादश कर्मघातजाः ॥

---

૧ અહીં સંસ્કૃતમાં આપેલ મૂળપાઠ અભિધાનચિંતામણિ, દેવાધિદેવ કાંડ, શ્લો. ૫૭/૬૪નો છે.

૨૫૦ ગાઉ (૧૨૫ યોજન)માં રોગ,[4] વૈર,[5] ઇતિ,[6] મારિ,[7] અતિવૃષ્ટિ,[8] અવૃષ્ટિ,[9] દુર્ભિક્ષ[10] અને સ્વપરચક્રભય[11] ન હોય.

આ ૧૧ કર્મક્ષયજ અતિશયો છે.

### પ્રથમ કર્મક્ષયજ અતિશય

યોજનામાત્ર ક્ષેત્રમાં મનુષ્યો, દેવો અને તિર્યંચોની કોડાકોડી સંખ્યાનો સમાવેશ.

क्षेत्रे स्थितिर्योजनमात्रकेऽपि
नृदेवतिर्यग्जनकोटिकोटेः[1] ॥

એક યોજનપ્રમાણ સમવસરણ ભૂમિમાં દેવતાઓ, મનુષ્યો અને તિર્યંચોની કોડાકોડી[2] સંખ્યાનો અનાબાધ સમાવેશ થાય છે.

ભગવન્તના આ પ્રથમ કર્મક્ષયજ અતિશયના પ્રભાવથી કોડા[2]-કોડી સંખ્યામાં રહેલા દેવતાઓ, મનુષ્યો અને તિર્યંચો ફક્ત એક

---

૧ અ. ચિં કા ૧, શ્લો ૫૮

૨. કોડાકોડી = ૧કરોડ × ૧ કરોડ (पाइअसद्दमहण्णवो)

**આવશ્યક નિર્યુક્તિ** ગા. ૫૩૯ની **હારિભદ્રીવૃત્તિમા** કહ્યુ છે કે–
.. ... . असख्येयाभिर्देवकोटिभिः पग्विृतो देवोद्योतेनाशेष पन्थानमुद्योतयन् देवपरिकल्पितेषु पद्मेषु चरणन्यास कुर्वन् मध्यमानगर्यां महासेनवनोद्यान सप्राप्त. ।

શ્રમણ ભગવાન શ્રીમહાવીર પ્રભુને કેવલજ્ઞાન ઉત્પન્ન થતા જ ચારે પ્રકારના દેવતાઓ આવ્યા. દેવતાઓએ એક મુહૂર્ત સુધી ભગવતની પૂજા કરી ભગવતે દેશના આપી. તે પછી અસખ્ય કરોડ દેવતાઓથી પરિવરેલા, દેવતાએ કરેલ ઉદ્યોતથી સપૂર્ણ પથને પ્રકાશિત કરતા અને દેવરચિત સુવર્ણ કમળો ઉપર ચરણન્યાસ કરતા ભગવાન મધ્યમા નામની નગરીમા મહાસેન વન ઉદ્યાનમા પધાર્યા

અહી અસખ્ય કરોડ દેવતાઓનો નિર્દેશ છે.

જ યોજનપ્રમાણ ભૂમિમા સમાઈ જાય છે, બધા સુખેથી દેશના સાંભળે છે, કોઈ ને પણ સંકોચાઈ ને બેસવું પડતું નથી અને તેથી કોઈ ને પણ કોઈ પણ જાતની પીડા થતી નથી.

કર્મક્ષયજ અતિશય એટલે તે અતિશય કે જે જ્ઞાનાવરણીય કર્મ વગેરે ચાર[1] ઘાતિકર્મોના ક્ષયથી ઉત્પન્ન થાય છે. ભગવન્તના ઘાતિકર્મોનો ક્ષય થતાં જ ભગવન્તને કર્મક્ષયજ અગિયાર અતિશયો ઉત્પન્ન થાય છે.

આ અગિયાર કર્મક્ષયજ અતિશયોના વિશે શ્રી વીતરાગ સ્તવમાં કહ્યું છે કે—

'હે યોગવર ચક્રવર્તિ ! આ જે અગિયાર અતિશયો પૂર્વે વર્ણવ્યા, તે આપના દર્શન–જ્ઞાન–ચારિત્રરૂપ રત્નત્રયના પરમ એકીભાવરૂપ યોગસામ્રાજ્યનો મહાન મહિમા છે. હે દેવ ! આપની વિશુદ્ધ રત્નત્રયી જ સાચું સામ્રાજ્ય છે, કારણ કે તે ત્રણે ભુવનમાં સનાતન એવી સમ્પત્તિને ઉત્પન્ન કરનાર છે.

હે સ્વામિન્ ! કોઈ પણ બુદ્ધિમાન પુરુષ આપના આ મહાન્ કર્મક્ષયજ અતિશયોને સ્વચક્ષુથી નીરખીને વિસ્મય પામ્યા વિના ન જ રહે. નાથ ! આપના આ અતિશયો કેવળ હજાર બે હજાર માણસોને જ વિદિત હોય એવા નથી, એ તો ચરાચર વિશ્વમાં સુવિખ્યાત છે.

'હે દેવાધિદેવ ! આપે લોકોત્તર ભવ્ય પુરુષાર્થ કરીને જે કર્મક્ષય કર્યો તેના પ્રભાવથી આ યોગલક્ષ્મી આપને સ્વયં વરી છે[2].'

ઘાતિકર્મનો અને રાગદ્વેષનો ક્ષય તો બધા જ વીતરાગ મહાપુરુષો કરે જ છે, તે પછી તે બધાને કેવલજ્ઞાન પણ ઉત્પન્ન થાય છે. બધા જ વીતરાગ ભગવન્તો ઘાતિકર્મ કે રાગદ્વેષના ક્ષયની અપેક્ષાએ અને કેવલજ્ઞાનની પ્રાપ્તિની અપેક્ષાએ સમાન છે. રાગદ્વેષરહિત અવસ્થારૂપ વીતરાગતા અને કેવલજ્ઞાનરૂપ સર્વજ્ઞતા બધામાં

---

૧ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાયકર્મ.

૨. વી સ્ત. વિવ અવ. પ્ર. ૩, શ્લો ૧૨.

સમાન છે. તેમા તરતમતા નથી. છતા વિશેષગ્રાહી નયોની અપેક્ષાએ ભગવંતના રાગદ્વેષજયને અપાયાપગમાતિશય કહેવામાં આવે છે. અર્થાત્ રાગદ્વેષરૂપ અપાયનો (આત્માને હાનિકારક વસ્તુનો) જે અપગમ—નાશ ભગવન્તમાં થયેલ છે, તે અતિશય છે, કારણ કે ભગવન્તનાં સન્નિધાનમાં બીજાઓના પણ અપાયો દૂર થાય છે. અતિશય એટલે બીજા બધા કરતા અનંત ગુણ ચઢિયાતો ગુણ.[1] એ અપેક્ષાએ ભગવન્તની વીતરાગતા તે કેવળ વીતરાગતા જ નથી પણ તે અપાયાપગમ અતિશય છે, અર્થાત્ ભગવન્તમાં જે વીતરાગતા છે, તે બીજા વીતરાગ આત્માઓ કરતાં અનન્તગુણ ચઢિયાતી છે.

ભગવાન તીર્થંકર તે ભગવાન તીર્થંકર જ છે. તેમના જેવા જગતમાં બીજા કોઈ થયા નથી, થતા નથી અને થવાના પણ નથી. ભગવન્તનો પ્રત્યેક ગુણ તે અતિશય છે, લોકોત્તર વસ્તુ છે. તેની સમાનતા અન્ય કોઈ પણ આત્મામાં કદાપિ હોઈ શકે નહીં. તો પછી અધિકતા તો હોઈ જ ક્યાંથી શકે? બધા સિદ્ધો સરખા હોવા છતાં શ્રી લોગસ્સ સૂત્ર —

'जे ए लोगस्स उतमा सिद्धा'

એમ કહીને તીર્થન્કર ભગવન્તોને 'લોકમાં ઉત્તમ એવા સિદ્ધ' કહે છે.

આ બધા જ કથનો વિશેષ ગ્રાહી નયોનાં જાણવા. સામાન્ય ગ્રાહી નયોની અપેક્ષાએ બધા જ વીતરાગ જીવોમાં વીતરાગતા સમાન હોય છે. શ્રી જિનશાસનના મતે વસ્તુમાત્ર સામાન્ય—વિશેષ ઉભયાત્મક હોય છે.

---

૧ जगतोऽप्यतिशेरते तीर्थकरा एभिरित्यतिशयाः ।

આ ગુણો વડે તીર્થંકરો જગતના બધા જ જીવો કરતા ચઢિયાતા હોવાથી આ ગુણો અતિશય કહેવાય છે.

— અ ચિં. કા. ૧ શ્લો. ૫૮ સ્વો.

